૭૩૫૬

સૌ. બાઇ પાર્વતીકુંવર સ્મારક ગ્રંથમાળા, નં. ૯ મો.

# નામાંકિત નારીઓ.

અંગ્રેજી ઉપરથી

રચનાર,

મહેરબાનુ કાવસજી દાવર.

ગુલબાનુ કાવસજી દાવર.

જરબાનુ કાવસજી દાવર.

પ્રકટ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

અમદાવાદ.

અમદાવાદ—"આર્યોદય" પ્રિન્ટિંગ પ્રેસમાં

અંબાશંકર બહેચરભાઈ વૈદ્યે છાપ્યું.

ખ્રિસ્તિ સન ૧૯૦૦.

કિંમત રૂ. ૦—૬—૦

સૌ. બાઈ પાર્વતીકુંવર ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત.

સ્વદેશભકત અને સંસારસુધારક સ્વર્ગવાસી રા. સા. મહિપતરામ રૂપરામનાં પત્ની સૌ. બાઈ પાર્વતીકુંવર ઈ. સન ૧૮૮૦ માં ગુજરી ગયાં, તેમના સદ્વિચાર અને સદ્ગુણોના સ્મારક તરીકે સ્ત્રીઓમાં સુનીતિ અને સદ્ધર્મ વૃદ્ધિ કરવાના હેતુથી એક ફંડ રૂ. ૨૦૦૦)નું ઊભું થયું હતું. તેની વ્યવસ્થા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સોંપી છે. એ ફંડના વ્યાજમાંથી નીચે પ્રમાણે ગ્રંથો આજ સુધી પ્રકટ થયા છેઃ—

૧. સીતા અને દમયંતીનાં આખ્યાન. આવૃત્તિ ૪ થી.
૨. નારીશિક્ષા, ભાગ ૧ લો. આવૃત્તિ ૩ જી.
૩. નારીશિક્ષા, ભાગ ૨ જો. આવૃત્તિ ૨ જી.
૪. પાર્વતીકુંવર ચરિત્ર.
૫. કુમારી કારપેન્ટરનું જીવનચરિત્ર.
૬. કુટુંબનું અભિમાન અને પોતાનો દુરાગ્રહ.
૭. નસીબ અને ઉદ્યોગ વિષે નિબંધ.
૮. ગૃહિણી કર્ત્તવ્ય દીપિકા.
૯. નામાંકિત નારીઓ.

# પ્રસ્તાવના.

---

તવારીખમાં પ્રખ્યાત થઇ ગયેલી નામાંકિત નારીઓ કિંવા પ્રખ્યાત પુરૂષોનાં વૃત્તાન્ત ઇતિહાસનાં અમર પાનાંઓ ઉપર નોંધાઇ રહ્યાં છે, જે તવારીખનાં વાંચનારને અજાણ્યાં નથી. યૂરોપની નામાંકિત નારીઓનાં આ પરાક્રમી વૃત્તાન્તો ચૌદમી સદીથી તવારીખનાં પાનાંઓ ઉપર જળવાઇ રહ્યાં છે. પૂર્વનો ઇતિહાસ એ આગલા જમાનાની આરસી છે. જે આરસી આંખ આગળ ધરવાથી આપણી સામે તે જમાનો અને તે વખતનાં પ્રસિદ્ધ નરનારીઓના જાણુવાજોગ હેવાલો જાહેર થાયછે. યૂરોપની તવારીખ ઉપરથી આ થોડીક જાણીતી નારીઓનાં જન્મચરિત્રો લખવાની, સ્ત્રીજાતિ તરીકે અમે અમારી ફુરસદનો વખત રોકવામાં અમારી ફરજ બજાવી છે. પશ્ચિમના દેશની નારીઓ આગલા વખતમાં આવી હિંમતવાન અને શૂરી હતી. કોઇએ પોતાના ધર્મની જાળવણીને ખાતર જાન આપ્યો છે, તો કોઇએ પોતાના સ્વદેશના બચાવ માટે જીવ જોખમમાં નાંખ્યો છે, જે તેઓનાં જીવનચરિત્રો વાંચવાથી જણાશે.

આગલા વખતમાં યૂરોપની નારીઓ જેવી શૂરી હતી તેવીજ હિંદની રમણિઓ પણ પોતાનાં પરાક્રમી કામોથી નામના મેળવી ગઈ છે,

આપણા ભરતખંડની પ્રાચીન કાળની પ્રખ્યાત નારીઓનાં દૃષ્ટાંતો આપણે આજે હોંશે હોંશે વાંચીએ છીએ. તેમાં પ્રખ્યાત રામરાજાની અખંડ સહનશક્તિવાળી રાણી સતી સીતા, અને ધર્મિષ્ઠ દિલની દ્રૌપદી, તેમજ દમયંતી અને તારામતી સરખી પતિવ્રતા નારીઓ વગેરે અનેક રમણિઓ કિર્તાનાં આભૂષણ દાખલ પ્રકાશિત થઈ ગઇ છે. એ શિવાય મીરાંબાઇ, અહલ્યાબાઇ અને તારાબાઇ વગેરે સદ્‌ગુણી રાણીઓ પણ પોતાનાં નામ તવારીખનાં પાનાંઓ ઉપર પંકાવી ગઇ છે;

મહેરબાનુ કાવસજી દાવર.
ગુલબાનુ કાવસજી દાવર.
જરબાનુ કાવસજી દાવર.



# વિષયાનુક્રમણિકા.

# નામાંકિત નારીઓ.

## ૧.

## જગત્પ્રસિદ્ધ મહારાણી વિકટોરિયા.

નામાંકિત બાનુઓનાં વૃત્તાંત લખતા પહેલાં હાલના ઓગણીસમી સદીનાં ઓહોળી શહેનશાહતનાં માલેક તે બ્રિટિશ રાજ્યનાં મહાન્ પ્રતાપી મહારાણી સાહેબ અને આપણાં બુલંદ બખ્ત શહેનશાહબાનુ વિજયી વિકટોરિયાની ઝળકતી જીંદગીનો કાંઇક હેવાલ દર્શાવવાને હમારી આ નબળી કલમ ઘણી આતુર બની છે. એ મહા બાનુની અમૂલ્ય જીંદગીનો હેવાલ ઘણી વખતે અને હરેક જુદી જુદી ભાષાઓમાં લખાઇ વંચાઇ ગયો છે; અને હવે પછી પણ ભવિષ્યના કાબેલ તવારીખનવેશોને હાથે એ બખ્તાવર બાનુની ઉત્તમ જીંદગીની ઉંચી કારકીર્દીના હેવાલો તવારીખના સોનેરી સફાઓ ઉપર મોતીના હર્ફે આવતા જમાના માટે સદા યાદગાર થઇ નોંધાઈ રહેશે.

ઈ.સ. ૧૮૧૯ ની ૨૫ મી મે, ઈંગ્લાંડની તમામ બ્રિટિશ પ્રજાને માટે

શુભ દિવસ તરીકે જાહેર થઈ ગઈ છે. એજ રોજે ઇંગ્લાંડના કેન-સિંગ્ટનના મહેલમાં એ મહાન રાજવંશી બાનુનો જન્મ થયો હતો. તેઓ બાળપણુમાંજ બાપના સુખથી બેનસીબ થઇ એક શાણી અને દાનાવ માતાની માયા હેઠળ ઉછરી અઢાર વર્ષની વયે પહોંચ્યા બાદ ઇંગ્લાંડની રાજ્યગાદીએ આવ્યાં. બચપણમાં તેમણે જેવી એક ભલી માતાના ઉમદા શિક્ષણને માન આપવાની સમજ વાપરી હતી, તેવીજ રીતે મોટપણે રાજ્યગાદી મેળવી એક ભલી રાણી તરીકે નામ કહાડયું છે; તેમજ એક ભલી માતા અને લાયક પત્ની થઇ સંસારસુખ ભોગવ્યું છે. એમની કેળવણી ઘણા ઉંચા પ્રકારની છે. ઇંગ્રેજી ઉપરાંત ફ્રેંચ, જર્મન, લાટિન, અને ગ્રીક ભાષાઓનો અભ્યાસ તેમણે કર્યો છે. અને છેલ્લું સાંભળ્યું છે જે મહારાણીજી ઉર્દુ ભાષામાં પ્રવીણ થતાં જાયછે. હિંદુસ્તાન જેવી બોહોળી સલતનતનાં માલેક બાનુ તે દેશની ભાષા જાણવાને કેવાં ખંતી હતાં, તે એ ઉપરથી પુરવાર થાયછે.

તા. ૨૦ મી જુન સન ૧૮૩૭ નો દિવસ કુલ આલમને મોઢે ચઢી રહ્યો છે, કે જે દિવસે આ ભાગ્યશાળી રાણી માતાએ બ્રિટિશ રાજ્યની લગામ હાથ ધરી હતી. ઈ. સ. ૧૮૩૮ ના જુનની ૨૮ મી તારીખે વેસ્ટમિનિસ્ટર એબીમાં એ મહાન્ બાનુને રાજ્યાભિષેક કરવાની ક્રિયા થઇ હતી, અને જે નામીચી રાજ્યગાદી ઉપર આગલા તેત્રીસ રાજા અને ૪ રાણીઓ બેઠાં હતાં, તે રાજ્યગાદી એમને હવાલે થઇ, જેનો ઝળકતો રાજ્યઅમલ એ ઓગણીસમી સદીને માટે અલૌકિક છે. તે આનંદી દિવસના યાદગાર બનાવો તવારીખના સફાઓ ઉપર સોનેરી હર્ફે લખાઈ રહ્યા છે.

૧૮૩૯ ના ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે એમનાં લગ્ન પ્રિન્સ આલ્બર્ટ, તે જર્મનીના રાજકુંવર, અને એમના મામાના છોકરા

જોડે, ઇંગ્લંડના બાદશાહી દેવળ સેંટ જેમ્સીસ ચેપલમાં થયાં. એ દિવસ પણ ઇંગ્લાંડની પ્રજામાં મોટા આનંદ અને માંગલિક મહોત્સવ તરીકે જાહેર થયો છે. એ શુભ લગ્નથી મહારાણીજીએ પાંચ કુંવરીઓ અને ચાર કુંવરોનો જન્મ આપ્યો. એ મહાન્ બાનુ, જેવાં મોટાંમાં મોટું રાજ્ય ચલાવવાને ભાગ્યશાળી થયાં છે, તેવાંજ એક ભલી માતા અને સદ્‌ગુણી મોહરદાર તરીકે દુનિયાંમાં એક દાખલા સમાન છે. એ રાજ્યમાતા પોતાના બાળકોને સાદાઇ, સાલેસાઇ, વિવેક અને ઉંચી કેળવણી આપવામાં બહુ ખંતી હતાં, જેથી એમના કુંવરો અને શાહજાદીઓ ઘણાં શુશીલ નીવડયાં છે, અને તેઓ વડે આખા યુરોપનાં રાજ્ય જોડે આપણાં મહારાણીજીએ સગાઇનું નાતું જોડયું છે.

મહારાણીજી ગાદીએ આવ્યા પછીથી એમના અમલ હેઠળની પ્રજામાં મોટા સુધારા અને વધારાએ પોતાનાં કદમ આગળને આગળ ભરવા માંડયાં. તરેહ તરેહના હુન્નર ઉદ્યોગે જન્મ લીધો; અગ્નિરથ, આગબોટ, પાણીની નહેરો, ટેલીગ્રાફ, વરાળયંત્ર, હોકાયંત્ર, ટેલીફોન, એ વગેરે અનેક કળા કૌશલ્ય અને સર્વે ઉંચામાં ઉંચી હુન્નરબંદી એ મહાન્ પ્રતાપી માહારાણી માતુશ્રીના રાજ્ય અમલમાં બળિયાં થયાંછે. એમના રાજ્યની પચાસ વર્ષની જ્યુબીલી ૧૮૮૭ માં થઇ તે વેળા અનેક હિંદી રાજાઓ અને દેશપરદેશના અનેક રાજવંશીઓ ઇંગ્લાંડમાં એકઠા મળ્યા હતા. એ રાજ્યરચના એવી ઉંચા પ્રકારની હતી જે આગળ કોઇપણ જમાનામાં તેવો આનંદી દેખાવ થયો નહતો. એ જનસમૂહનો મેળાવડો અતિ ઘણો મોટો હતો, તે છતાં કોઇ પણ અકસ્માત વિના આશાનીથી પાર ઉતર્યો હતો, જે ઇંગ્લાંડના રાજ્યના ઉત્તમ બંદોબસ્ત અને ચોકસાઇથી કામ લેવાને આભારી કહેવાય, એટલુંજ નહીં પણ એ બખ્તાવર મહારાણીજીના જશવંતા

રાજ્યને શુભ શુકન જેવું છે.

એમનાં બુલંદ બ્રિટિશ રાજ્યનું બળવાન લશ્કર ઘણુંજ કવાયદવાળું અને કુનેહભર્યું કહેવાય છે. તે ઉપરાંત એ રાજ્યના દરિયાઇ લશ્કરનું બળ યૂરોપનાં સઘળા રાજ્યોમાં ચઢતું શાબેત થયું છે. છેલ્લાં ડાયમંડ જ્યુબીલી વેળાએ એ બોહોળો દરિયાઈ કાફલો જ્યારે સ્પીટહેડનાં બારામાં પોતાની સંઢ સમારી સોલંટના દરિયાની સપાટી ઉપર ઉભો હતો, ત્યારે તે દરિયાઇ વાહનો અને લડાઇનાં બારકસોની લંબાઇ ૨૭ માઇલ સુધી ગણાઇ હતી. નાની મોટી ૨૦૦ મનવારોનો ત્યાં જળમેળાવડો જમી રહ્યો હતો, જે જોવા કુલ વિલાયતની ખલકત ત્યાં ભેગી થઇ હતી.

આ દરિયાઇ બારકસોમાં (૪૦૦૦૦) ચાળીસ હજાર ખલાસી અને શરા અમલદારો વગેરેની વસ્તી છે. એ ઉપરાંત ભૂમધ્ય સમુદ્રમાં અને હિંદી મહાસાગરમાં બીજી બ્રિટિશ મનવારોનો કેટલોક કાફલો પડી રહેછે તે જુદો. વળી આ ઓગણીસમી સદીની અજાયબીમાં વધારો કરનાર અને બુલંદ બ્રિટિશ રાજ્યની મોટાઇ દેખાડનાર બીજી છ ગંજાવર દરિયાઇ મહેલ જેવી મનવારો હાલમાં તૈયાર થઇ, મહાસાગર ઉપર સરદારી ચલાવવા બહાર પડી છે.

આ છ મનવારોનાં નામ "વિકટોરિયા," "જ્યુપીટર," "માર્સ," "પ્રિન્સ જ્યોર્જ," "મેજેસ્ટિક," અને "મૅગ્નીફિસંટ," છે. આ દરિયાઇ દેવીઓ ઉપર મોટામાં મોટી તોપો ગોઠવાયલી છે. જેના એકેક ગંજાવર ગોળાનું વજન ૮૫૦ રતલનું છે. અને તેને ફોડતી વેળા ધુમાડો પણ નીકળતો નથી. એ પ્રખ્યાત મનવારોની ઝડપ કલાકના ૧૮ નૉટની (દરીયાઇ મૈલ) છે. વળી એમનાં રાજ્યની મોટાઇ અને વાજબી અગત્યી તે બ્રિટિશ અદલ ઇનસાફ અને સર્વેને ઘટતાં છૂટાપણાંની છે.

એમનાં રાજ્યની કહેવત ચાલી રહી છે કે, "વાઘ અને બકરી એક આવારે પાણી પીએ."

૧૮૫૮ માં હિંદુસ્તાનનો ગવર્નર જનરલ લોર્ડ કૅનિંગ હતો, તેણે બાદશાહી ઢંઢેરો ફેરવી જાહેર કર્યું, જે ઇંગ્લાંડનાં બુલંદ દરજ્જાનાં મહારાણીજી આપણા હિંદનાં સીધાં રાજકર્ત્તા તરીકે જાહેર થયાં છે. અને ત્યારબાદ એમના રાજ્યઅમલ હેઠળ હિંદની રૈયતમાં વિવિધ પ્રકારના સુધારા વધારાએ દેખાવ દીધો, તરેહ તરેહની કળા કૌશલ્યમાં દેશ આગળ વધ્યો, ભાતભાતના હુન્નર ઉદ્યોગની ઉન્નતિ થઇ, અને ઉંચી કેળવણીનાં કામ બહુ પગભર થયાં; તેમાં સ્ત્રીકેળવણીનો પ્રસાર પણ મનમાનતો અને મજબૂત થતો ગયો. ઠામેઠામ અને ગામેગામ કન્યાશાળાઓ સ્થપાઇ, જેથી અભણ સ્ત્રીજાતિ કાંઇક ભણીને દુનિયાની રોશની જોતાં શીખી. દેશને આબાદ કરવા પહેલાં સ્ત્રીઓને ભણાવવી જોઇએ, કે તેણીઓ દેશના દીકરાઓને ભણેલા જોવાને આતુર રહે.

" કહે નૅપોલ્યન દેશને કરવા આબાદાન; "
" સરસ રીત છે એજ કે દો માતાને જ્ઞાન. "

એ મુજબ મહારાણીજીનાં માતા ડચેસ–ઑવ–કેંટ ભણેલાં અને જ્ઞાની હતાં, તેથી તે પોતાની ભાગ્યશાળી પુત્રીને નાનપણથીજ અદબઅદબ, સારી રીતભાત, ઇનસાફ, દયા, વગેરેના સારા ગુણ લક્ષણનાં શીક્ષણ આપતાં રહ્યાં, જે માતાનું ઉમદા શિક્ષણ લેઇ આપણી મહારાણી એક ફતેહમંદ રાજ્યકર્ત્તા નીવડ્યાં છે. એટલુંજ નહીં પણ ઈંગ્લાંડનાં તાજોતખ્તને માટે ઉંચી બાદશાહી તરબિયત આપી તૈયાર કરનાર પણ એમનાં ભલાં માતાજીજ હતાં, જેનાં મીઠાં ફળ આજે યૂરોપીયન પ્રજા અને તમામ બ્રિટિશ રાજ્ય ચાખેછે. જે ઉપરથી સહેજે જણાય છે જે ત્યાંની પાકી બુદ્ધિની ને ઠરેલ મગજની ભણેલી

માતાઓના શૂરા વીરલા દીકરાઓ આજે દેશના રક્ષણ અર્થે લડાઇ-ઓમાં જીપલાવી દુષ્મનોને હઠાવી નામના મેળવી ગયાછે.

ભણેલાં અને દાનેશમંદ માતા તરીકે આપણાં આ મહાન્ પ્રતાપી માહારાણી દુનિયાને માટે એક જીવતો દાખલો છે. એ મહાબાનુ પોતાનાં મોટાં કુટુંબ પરીવારનાંજ માતા થઇ રહ્યાં નથી; પણુ એમની બોહોળી શહેનશાહતનાં રાજ્યમાતા તરીકે નોંધાઇ રહ્યાં છે. આજ સુધી યૂરોપમાં રાજ્ય કરી ગયેલાં કોઇબી રાજ્યવંશીનો ડાયમંડ જ્યુબીલીનો પ્રસંગ બન્યો નથી, તે હીરક મહોત્સવને માટે એ વિજયી વિકટોરિયા તે આપણાં શહેનશાહબાનુ ભાગ્યશાળી થયાં છે. અને હજી પછી પણ હિંદની તમામ વફાદાર પ્રજા એમજ ચાહેછે જે એ નામવર શહેનશાહબાનુ બીજી જ્યુબીલી સુધી પૂરતી તંદુરસ્તી સાથે રહે. એમની અમૂલ્ય જીંદગીની મુખ્ય ખુબી તે એમનુ નિયમિતપણું છે. ઠરાવેલે વખતે પત્રવહેવાર, અભ્યાસ, મુલાકાત, રાજ્યદ્વારી કામકાજ, એ સઘળું ચોકસ વખતે બનતું રહેછે. તે એકબોહોળા રાજ્યનાં રાજકર્ત્તા થઇને પણ ઘણી ઉદ્યોગી જીંદગી ભોગવેછે, જેના ઉત્તમ દાખલા આવતા જમાનાને માટે સોનેરી સફા છે. ઇંગ્લાંડની ગાદીએ આવ્યા પછી મહારાણીજીની બ્રિટિશ સલતનતની હદ દુનિયાની ચોમેર બહુ વધી ગઇ છે. અને જ્યાં જુવો ત્યાં બ્રિટિશોના નામની જય જય કહેવાય છે, એ એક અખંડ પુણ્યશાળી મહાબાનુના સુધા રાજ્યના પૂર્ણ પ્રતાપ સમજવા. જે વેળા તરૂણ વયનાં રાણીજીના માથા ઉપર તમામ બ્રિટિશ રાજ્યનું તાજ મેલવામાં આવ્યું, ત્યારે તે બુધ્ધિશાળી મહારાણીએ સહેજ પણ ગભરાટ કે જરાપણ મગરૂરી વાપરી નહિ; પણ જે લાખો લોકોની ઉપર હકુમત ભોગવવાની જવાબદારીવાળું ઝગકતું તાજ માથે મેલ્યું, તેને તેટલાજ ઠરે-

હ અને ક્ષવકેપણે સમજદારીથી સાચવવાની ગંભીરાઇથી ગવાહી આપી.

એમનાં પ્રખ્યાત ખાનદાનની શરૂઆત જગપ્રસિધ્ધ આલફ્રે-ડ ધી ગ્રેટથી થઇ છે. એમની આગળ રાજ્યગાદી ભોગવી ગયેલા એમના નામીચા વડવાઓ કરતાં એમનો રાજ્યઅમલ લાંબો કહેવા-યછે. મહારાણીજીના બપાવા ત્રીજા જ્યોર્જે ૫૯ વર્ષ રાજ્યપદ ભોગવ્યું. તોપણ તેના રાજ્યનાં છેલ્લાં વર્ષોમાં તેનું મગજ લથડી ગયું હતું.

આગલા વખતની ઇંગ્લાંડની કેટલીક રાણીઓમાં રાણી ઇલી-ઝાબેથ ૪૪ વર્ષ રાજ્ય હકુમત ભોગવવાને ભાગ્યશાળી થઈ હતી. ચોથા હેનરીએ ૩૯ વર્ષ રાજ્ય ચલાવ્યું, જ્યારે આઠમા હેનરી એ ૩૮ વર્ષ પાદશાહી ભોગવી. બીજા આલફ્રેડે ૩૭ વર્ષ, અને હેનરી પહેલા તથા બીજાએ ૩૫ વર્ષની પાદશાહી ભોગવી હતી. જ્યોર્જ બીજાએ ૩૩ વર્ષ, અને આલફ્રેડ ધી ગ્રેટે ૩૦ વર્ષ ઇંગ્લાંડની રાજ્યગાદી ઉ-પર અમલ ચલાવ્યો હતો.

મહારાણીજીના કાકા ચોથા વિલિયમ ૬૫ વર્ષની ઘણી વૃદ્ધ વયે ગાદીએ આવ્યા હતા, અને ૭૨ વર્ષની ઉમ્મરે સાત વર્ષ રાજ્ય ભો-ગવી દેવલોક થયા હતા. એમનો બપાવો ત્રીજો જ્યોર્જ ૮૨ વર્ષની ઉમ્મરે પુગ્યો હતો, અને બીજા જ્યોર્જે ૭૭ વર્ષ પૂરાં કીધાં હતાં. એ ઉપરથી જણાય છે જે ઈંગ્લાંડના હેનોવેરીયન, પ્લેનટેજનેટ, સ્ટુઅ-ર્ટો, અને ટયુડર જેવાં નામાંકિત જુદાં જુદાં રાજ્યકર્તાઓમાં લાંબી જીંદગીવાળું હાલનું હેનોવેરીયનનું નામીચું ખાનદાન છે. માનવંત મ-હારાણીજી સુધાં એ પુરાતન ખાનદાનનાં છ રાજા રાણીઓ રાજ્યપદ ઉપર આવ્યાં છે. એ બોહોળી શહેનશાહતની ઉપર સૂરજની રોશની સદાકાલ રોશન છે, એટલે નામદાર મહારાણીના રાજ્ય ઉપરથી સૂરજ કદી અસ્ત પામતો નથી.

આપણે ઇચ્છીશું, અને જગતનાં સર્વે લોકો દર વખતે અને દર કદમે એવીજ દુવા માગે છે જે, હાલનાં રાજ્યકર્તા માતુશ્રી નામદાર મહારાણીને ખોદા બચાવે અને એમના બુલંદ રાજ્ય અમલનો જય જયકાર થાઓ.

## ૨.

# લેડી જેન ગ્રે.

ઇતિહાસની પ્રખ્યાત બાનુંઓમાં લેડી જેન ગ્રે જેવું કોઇનું પણ નામ પવિત્ર થવા પામ્યું હશે નહીં. તેણી અતિ ભલી, નમ્ર, સાલેસ, શરમાળ અને ધર્મ ઉપર મજબૂત એકીન ધરાવનારી હતી. જાણીતી રાણી "મેરી સ્કોટ" અને "માર્ગરેટ એનજો"ની કહાણી વાંચી આપણને તેઓની કમનસીબીપર દયા છૂટે છે, પણ લેડી જેન ગ્રે તેથી વધુ દયાને પાત્ર છે.

તેણી એટલી ભલી, નમ્ર, અને સાલેસ હતી કે તેણીની ચાલચલણનો ધડો લેવા કોઇપણ રાજી થાય.

લેડી જેન ગ્રે ડોરસેટના માર્કવીસ અને સફોકના ડ્યુક હેનરી ગ્રેની વડી બેટી થતી હતી. તેણીની માતા ફ્રાન્સિસ બ્રાનડન તે ચાર્લ્સ બ્રાનડન ડ્યુક ઓફ સફોકની વડી બેટી હતી, અને તેણીની માતા, તે લેડી જેનની મમાઇ (કે જેણી તરફથી લેડી જેનને ઇંગ્લાંડનું રાજવંશી લોહી વારસામાં મળ્યું હતું.) મેરી ફ્રાન્સના બારમા લુઇસની ડાવેજર રાણી અને ઇંગ્લાંડના રાજા સાતમા હેનરીની નાની બેટી થતી હતી.

લેડી જેન એક સાદી અને બીન લોભી બાનુ હતી, તોપણ તેણીને તરેહવાર શીખવાનો લોભ હોય એમ માનવામાં આવેછે. તેણી લાટિન, ગ્રીક, હીબ્રુ, ચાલ્ડી, અરેબિક, અને ફ્રેન્ચ; એટલી ભાષા ઘણી સરસ રીતે જાણતી હતી. મ્યુઝીક અને ભરતકામથી તેણી પૂરતી માહીતગાર હતી. એડવર્ડ છઠ્ઠાને તે પોતાની અક્કલ હોશિયારીથી ઓળંગી ગઇ હતી એમ જણાયછે.

બાળકોને માર અને ધમકીથી શીખવવાના ગુણ જેમ ઘણાં માબાપો ધરાવેછે, તેમ તેણીનાં માત પિતા પણ ધરાવતાં હતાં. તેઓ તેણીપર ઘણાં સખ્ત હતાં. તેણી ઘણી વાર તેઓની બાપકાદાર હાજરીથી દૂર થઈ એકાંતમાં પોતાના ઓરડામાં ભરાઈ અભ્યાસ કરતી. અનેક વાર જ્યારે તેણીનાં ઘરનાંઓ મેદાનમાં જઈ શિકારની મજાહ મેળવતાં, ત્યારે તેણી પોતાના ઓરડામાં બેશી નીતિમાન ચોપડીઓ વાંચતી જણાઇ આવી હતી. એક વખત એક પવિત્ર પાદરી તેણીની મુલાકાતે ગયો. જ્યારે લેડી જેન એ "પ્લેટો" નું પુસ્તક વાંચવામાં ગુંથાઇ હતી, અને તેણીનાં વહાલાંઓ જંગલમાં શિકાર મારવા ગયાં હતાં. આ જોઇ તે પવિત્ર ગુરૂએ તેણીની જવાનીનો વિચાર કરતાં પૂછ્યું કેઃ—"તેણી શિકારની મજાહ છોડી દઇ, શા વાસ્તે તેવા ગંભીર પુસ્તકમાં પોતાનું નાનું માથું દુઃખવતી હતી ?"

"મને જેટલી આ પુસ્તક વાંચવાથી મજાહ મળેછે, તેમાંની પા હિસ્સો પણ જો શિકારમાં મને મજાહ લાગતી હોત, તો હું શિકાર મારવા જાત," તેણીએ જવાબ દીધો. "અફસોસ, કે તેઓ ખરી મજાહ ઘરમાં હોવા છતાં બહાર ભટકે છે."

"અને મારાં જવાન બાનુ ! પ્લેટોની ઉંડી ફિલસુફી તમે કેમ સમજવા લાગ્યાં?" પાદરીએ મનથી તેણીનાં વખાણ કરતાં પૂછ્યું. "બાનુ ! એ પુસ્તકની મજાહ કોઇ ઓરતો તો શું પણ મરદો વટીક સમજતા નથી."

"તેનું કારણ છે, એ લાભ મેળવતાં મને મોટો લાભ એજ છે, કે તે પરવરદિગારે મને સખ્ત સ્વભાવનાં માતપિતા આપ્યાં છે. અને નમ્ર સ્વભાવનો માસ્તર બક્ષ્યો છે. જો હું મારાં માતપિતાની

હાજરીમાં બોલતાં, મુંગી બેસતાં, ચાલતાં, વાચતાં, લખતાં, ખાતાં, પીતાં, બજાવતાં, ગાતાં, યા હરકોઇ બાબતમાં જરાબી ચુકી, તો તેઓ મારાપર ટાણુંનો વરસાદ વરસાવે છે અને કેટલીક વેળા ચોડો ઘણો માર પણ મારેછે. દરેક ચીજ બસ મારે મારાં માબાપની રૂબરૂ બરાબર વગર ચુકે ખોદાએ જેમ પેદા કીધી છે તેમ કરવી જોઇયે. જો હું મારા માસ્તર મિ. એલ્મર પાસે જાઉંછું, તો તેપણ એટલા નમ્ર છે કે તેઓ મને જે કાંઈ કહેછે તે બધું તરત મારા ભેજામાં ઉતરેછે. શીખવામાં મારો વખત એટલો સરસ જાય છે કે જેથી મને ચોપડીઓ સાથ ઘણી સારી દોસ્તી બંધાઇ છે અને તેઓ વિના મને ચાલતું નથી."

જ્યારે તેણી પાકી ઉમ્મરની થઈ ત્યારે તેણીને મરજી ઉપરાંત એકાંતપણું છોડવું પડયું.

ડયુક ઑફ નોરધમબરલેન્ડ નામનો એક હિંમતવાન પણ અતિ લોભી,એકલપેટો, અને મક્કમ ખવાસનો પુરૂષ, રાજા એડવર્ડ છઠ્ઠાની દરબારમાં હતો. તેનો લોભ ઉશ્કેરાયો કે પોતાનાં ખાનદાનને ઈંગ્લાંડની રાજગાદીના કુટુંબ સાથે જોડવું. આથી તે ફીતુરી શખ્સે ઇંગ્લાંડના જવાન રાજા છઠ્ઠા એડવર્ડને પોતા તરફ જીતી લીધો. અને તેને સમજાવ્યો કે પોતાની બને બેહનો મેરી અને ઇલીઝાબેથને રાજગાદીના હકમાંથી રદ બાતલ કરી લેડી જેન ગ્રેને તખ્તની વારસ ઠરાવવી. આપણે જાણીયે છીયે કે લેડી જેન ગ્રે પોતાની મમાઈ તરફથી ઈંગ્લાંડની ગાદીપર હક ધરાવતી હતી. તોપણ મેરી અને ઇલીઝાબેથના કરતાં વધુ હક તેણીને હતો નહીં. ભલી અને સદ્ગુણી જેનને પોતા પાછળ ગાદીનો હક આપવાને એડવર્ડ છઠ્ઠાએ આનાકાની કરી નહીં. જેથી ડયુક ઓફ નોરધમબરલેન્ડે પોતાના ચોથા બેટા

ગીલફર્ડ ડડલી સાથે જેનને પરણાવવાનો વિચાર કીધો, અને તેમાં તે ફાવ્યો.

આ અપશુકનભર્યાં લગ્ન ઇ. સ. ૧૫૫૩ના મે માસમાં અમલમાં આવ્યાં. એડવર્ડ રાજાએ પોતા પાછળ ગાદીની વારસ જેનને ઠરાવી. તેણીના લગ્નબાદ એડવર્ડ રાજા જવાન વયે બે માસમાંજ મરણ પામ્યો.

લેડી જેનને તુરત તેણીના ફીતુરી સસરા ડ્યુક ઑફ નોરધમબરલેન્ડે વાકેફ કીધી કે તેણીના સગા એડવર્ડ છઠ્ઠાએ તેણીને રાજગાદીની વારસ ઠરાવી છે, જેથી હવે તેણી ઇંગ્લાંડની રાણી થઇ છે. આ ખબરથી જેન જેટલી અજબ તેટલીજ દુઃખીપણ થઇ. આપણે જાણીયે છીયે તેમ લેડી જેન લોભી યા હક દુબાડે તેવી ન હતી. તેણી તે સાંભળતાંજ અજાયબી અને દુઃખથી થોડી વાર સ્તંભ થઇ ઉભી.

તેણીએ જવાબમાં જણાવ્યું જે, શાહજાદી મેરી કરતાં તેણી જરાપણ વધુ હક ઇંગ્લંડની ગાદીપર ધરાવતી નથી. અને મેરીના હાથમાંથી તેણીના હકની રાજગાદીની લગામ ઝુંટી લેવાને પણ તેણી બિલકુલ રાજી નથી. પણતે ભલા દિલની બાનુનાં સાચાં વચનોને કોણ માને? તેણીનાં સગાંઓ અને માતપિતાએ તેમજ સસરાએ તેણીપર ઘણું દબાણ કરી તેણીને તે ગાદીના વારસાનો હક કબૂલ રાખવા કહ્યું. તેઓ સામે તેણીનું કાંઇજ ચાલ્યું નહીં, કેમ ચાલે? ઇંગ્લાંડની રાજગાદી સાથે પોતાના કુટુંબને જોડવાની લોભી ઇચ્છામાં તેણીનો સસરો ડ્યુક ઑફ નોરધમબરલેન્ડ તેણી ઉપર જબરી કરતો!

લેડી જેન ઇંગ્લાંડની ગાદી કબૂલવાને બીની, કમકમી, કે તેમ કરવાથી તેણી ખુદાની ગુન્હેગાર કહેવાશે. કોઇનો માલ ખુંચવી લેવો એના જેવો મોટો ગુન્હો તેણી બીજો કોઇ માનતી નહીં, તેણી નારાજ થઇ ગઇ. પણ તેણીના કરડા સસરા અગળ તેણીનું કાંઇ ચાલ્યું નહિ.

આખરે તેણીએ અતિ નારાજીથી ઇંગ્લાંડની રાજગાદી કબૂલી. તેણીને ધામધુમથી ગાદીપર બેસાડવામાં આવી.

લેડી જેન ગ્રે ઇંગ્લંડની રાજકર્ત્રી થઇ. તેની સાથેની શાદીથી તેણીનો ધણી ગીલફર્ડ ડડલી પણ રાજ્ય તરફ અતલગનો હક ધરાવવા લાગ્યો. અને દીકરાથી બાપ ડ્યુક ઑફ નોરધમબરલેન્ડ પણ રાજ્ય સાથે સગપણ ધરાવતો થયો. તેણીને હસ્તક સર્વે ટાવરની ચાવીઓ સોંપવામાં આવી.

આ તરફ રાજા છઠ્ઠા એડવર્ડની બહેન મેરી પોતાનો હક ભૂલે તેવી નહતી. તે સાંકડા મનની, નબળી તબિયતની, પણ અતિ અદેખી ઓરતે લેડી જેનને પોતાનું રાજપદ છીનવી લેવા માટે ગરદન મરાવવા કસદ કીધો. સફોકના આદમીઓ અને પોતાનાં સગાંઓને ઉશ્કેરીને મેરીએ લેડી જેન સામે ઉભાં કીધાં. પળમાં મામલો ઉલટાઇ જશે એવું જોઇને ડ્યુક ઑફ નોરધમબરલેન્ડ પોતાની થોડા વખતની મોટાઇ અને સવા પોહોરની પાદશાહી તરફથી ફરી બેઠો. તેણે લેડી જેનને કાંઇ પણ સારી સલાહ આપી નહીં. ગરીબ લેડી જેને રાજ્યપદ મેળવવા કશું કીધું નહતું, તેમજ હવે તે છોડી જવાને પણ તેણી કાંઇ કરવા માગતી નહતી. મામલો ધાસ્તીભર્યો થયલો જોઇ, તેણીના પિતાએ તેણીને રાજગાદી છોડી દઇ પાછી રૈયતમાં ભેળાવા માટે સમજણ આપી. લેડી જેને તરતજ તખ્તપરથી ઉતરતાં પોતાના પિતાને કહ્યું. "તખ્ત છોડી જવાની ખબરથી હું જેટલી ખુશી થઇછું, પિતાજી, તેટલી ખુશી તે મેળવતાં મને ઉપજી ન હતી. એ ફક્ત મેં તમારા અને માતાજીના તેમજ બીજાં સગાંઓના દબાણથી કબુલ રાખી હતી."

હવે રાણી મેરી ગાદીપર આવી. તેણી ઇંગ્લાંડની પેલી જા-

ણીતી રાણી ઇલીઝાબેથની બહેન હતી. જેવી મેરી રાણી થઇ કે તુરત તેણીએ લેડી જેન અને તેણીના ખાવીંદ ગીલફર્ડ ડડલીને રાજ્ય સામે ફીતુર કરવાનો વાંક મુકી ટાવરમાં પૂર્યાં. ગરીબ બિચારી લેડી જેન, તેણીને જેવી ટાવરમાં પૂરવામાં આવી, કે તે બેગુનાહ બાનુએ રાત અને દહાડો ધર્મનાં પુસ્તકો વાંચવા માંડયાં.

તેણી બંદગી કરીને ઇચ્છતી કે, " ઓ ખુદા! તું જાણે છે તેમ મેરીનો હક છીનવી લેવાને મેં કાંઇપિણ કીધું હતું નહીં. મેં મારાં સગાંઓના દબાણથી ગાદી કબૂલી હતી. છતાં જો હું ગુનેહગાર હોઉં તો મને માફ કરજે."

રાણી મેરી જે પંથ પાળતી તે જેન પાળતી ન હતી. લેડી જેન રોમન કેથોલિક પંથ પાળતી હતી. આથી મેરીએ જેનની નાદાન વયપર દયા બતાવી તેણીને કહેવડાવ્યું, કે જો તેણી મેરીનો પંથ પાળવા કબૂલે, તો તેણી તેઓ બંનેને ફાંસીની સજામાંથી મોકળાં કરે. પણ લેડી જેન પોતાના પંથપર મજબૂત એકીન ધરાવતી હતી. તેણીએ વિચાર્યું કે જો તેણી કદાચ મેરીનો પંથ કબૂલશે તો પછી બીજાં સર્વે લોકો પણ તે પંથપરથી દિલ ઉતારશે; તેઓ વિચારશે કે જ્યારે લેડી જેન જેવી એક ઓરત મક્કમ વિચારની અને મજબૂત એકીનવાળી હોવા છતાં રોમન કેથોલિક પંથ છોડી દઇ બીજા પંથમાં ગઇ છે, ત્યારે તેણીને કાંઇપણ તે બીજા પંથમાં વધુ એકીન મળેલું હોવું જોઇયે. વળી તેણે વિચાર્યું કે ધર્મપરથી એકીન ઉતારીને જીવવાના કરતાં, તેનીપર એકીન સાબિત રાખી મરવામાં વધુ સવાબ છે. આથી તે મક્કમ મનની બાનુએ રાણી મેરીની માગણી ના પાડી.

તે નાશકારક દિન આવ્યો, કે જે દિને રાણી મેરીએ લેડી જેનને ગરદન મરાવવામાં જરા પણ દયા બતાવી નહીં. જ્યારે તેણી ગરદન

મારવાની જગ્યાપર જતી હતી, ત્યારે તેણુંને અરધે રસ્તે તેણીના જવાન ખાવીંદ ગીલફર્ડ ડડલીનું ગરદન મારેલું માથું અને ધડ દેખાયું. તે દેખાવપર લેડી જેને હજારો આંસુઓ વરસાવ્યાં.

ગરદન મારવાની જગ્યાપર જઇ લાગતાં તેણીને મરતી જોવાને જે સંખ્યાબંધ લોક ભેગાં મળ્યાં હતાં, તેઓ તરફ ફરી નમીને તેણીએ ખુલ્લા અવાજે કહ્યું,—

"ઉમરાવો અને બીજાં જાતભાઇઓ, જે ગુનાહ માટે મને આજે રાણી મેરી ગરદન મરાવેછે, તે ગુનાહ માટે હું બીનતકસીરવાર છું. મેં રાજગાદી મેળવવાને કશું ફીતુર કીધું ન હતું. ફક્ત દબાણથીજ મેં ગાદી કબૂલી હતી. હું ખુશી છું કે મારા પરવરદિગાર પાસે હું તદ્દન પવિત્ર અને બેગુનાહ જાઉંછું. મરવા પેહેલાં હું સર્વેને કહું છું કે મારે ખાતર, મારા જીવના છૂટકારાને ખાતર બંદગી કરો. ધર્મપર મને મજબૂત એકીન છે. મરતાં પણ તે એકીન હું છોડતી નથી."

ત્યારબાદ તેણીએ પોતાની દાસી મિસિસ એલનને પોતાનાં હાથનાં મોજાં અને રૂમાલ આપ્યાં. ટાવરનાં કાન્સ્ટેબલને તેણીએ પોતાની એક ચોપડી આપી. જેમાં તેણીએ પોતાના ખાવીંદ વિષે લખ્યું હતું:—

"માણસાઇ ઇનસાફ તેની વિરૂધ્ધ હતો, પણ ખુદા તેના રૂહ અને જીવને પૂરતો બદલો આપે."

પોતા માટે તેણીએ લખ્યું હતું,–"જોકે તેણી પોતાને બેગુનાહ માને છે, તોપણ જો તેણીને તે વાંકને માટે તકસીરવાર ઠરાવવામાં આવે તો તેણીની નાદાનિયત અને જવાનીનો વાંક કહેવાશે. જેથી તેણી ઇચ્છે છે કે ખુદા અને સર્વ તેણીને એ બહાનાથી માફ કરે." પછી તેની આંખોએ પાટો બાંધવામાં આવ્યો અને:—"ઓ ખુદા! તારા

પવિત્ર ઇનસાફને હું મારૂં રૂહ સપુર્દ કરૂંછું." ના બોલ સાથે લેડી જેન આ દગાખોર દુનિયામાંથી ચાલતી થઈ! ઇ. સ. ૧૫૫૪ ની બારમી ફેબ્રુવારીને દિને લેડી જેન ગ્રેએ પોતાની નાની જીંદગી ખતમ કીધી. તેણીને માટે ગમ કરનાર અને તેણીના સદ્દગુણો પીછાણનાર ઘણાં હતાં. તેણી બચ્ચાં જેવી નિર્દોષતા, અને બુઝરગના જેવી દાનાઇ ધરાવતી. અને એ બધું અઢાર વર્ષની ટૂંક મુદ્દતમાં તેણીએ પૂરૂં કીધું! અઢાર વર્ષની ઉગતી કળી! શાહજાદીના જન્મે જન્મી, ફિલસુફો જેવી ઉંડી વિદ્યા હાંસલ કરી, ફિરસ્તાઇ પવિત્ર જીંદગી ગુજારી, તોપણ માબાપ અને સગાં વહાલાંઓના લોભને ખાતર અને ધર્મપરનાં સાચાં એકીનને ખાતર તેણી એક તુચ્છ ઢીમચા ઉપર મૂઇ! અને આજસુધી એ લેડી જેન ગ્રે જેવું એકપણ જણ પોતાના લોભી સગાંઓથી નાશ પામ્યું નથી. નાની અઢાર વર્ષની ઉમ્મરે ભલી, સાચી, ધર્મી, નમ્ર, લેડી જેન ગ્રેને ઢીમચાનું મહોત લાયક ન હતું.

૩.

# રશિયાની કેથેરાઈન.

રશિયાના મેરીઅનબર્ગમાં દિવસની રોશની ગુમ થઇ રાતના અંધકારે પોતાનું રાજ્ય પાથર્યું, તે વેળા દવ ઘણો ઝડપથી પડતો હતો. એવા તોફાની વખતે ત્યાંનો ગુરૂ સ્કરંસ્કી પોતાની બહેનને મળી પોતાને ઘેર જતો હતો, તે રસ્તેથી જતાં જંગલ દરમ્યાન આવી લાગ્યો. મેરીઅનબર્ગથી કેટલેક છેટે તેની બહેન રહેતી હતી. રાતનું અંધારાથી અને બરફના અતિશે મારાથી આ ગુરૂ કંટાળી ગયો. જંગલ થોડુંક પસાર કીધા બાદ તેને એક બાળકની કુમળી નાની રડતી ચીસો સંભળાઈ. તુરત તેણે ઘોડાને થોભાવ્યો. ઝાડોમાંથી પસાર થતા પવનના સુસવાટાના અવાજો તેને સંભળાયા. તરતજ તેણે માની લીધું કે તે અવાજથી તે છેતરાયો હશે, એ વિચાર સાથે ઘોડાને પાછો ચલાવવા માંડયો. થોડુંક ચાલ્યા બાદ ઘોડો પોતે અટકી ઊભો. તેણે ગમે એટલું ચલાવવા કીધું, પણ તે સમજુ જાનવર ત્યાંથી એક ઇંચ આગળ વધ્યું નહીં. અંધારામાં કાંઇ ચીજ હશે તેથી ઘોડો આગળ વધતો નથી, એવું માની તે વૃદ્ધ ગુરૂ સ્કરંસ્કી ઘોડા ઉપરથી ઉતર્યો. આસપાસના અંધકારમાં આંખને ઠેરવી જોતાં તેને જણાયું, કે ઘોડાના પગ આગળ બરફમાં કાંઇ હાલતું હતું. તુરત તેણે તે હાથમાં ઉપાડયું.

બરફથી થથરી મરતા એક નાના બાળકને કપડામાં મજબૂત વીંટાળેલું તેણે જોયું. તેનામાં હજી દમ હતો એમ જણાયું. ગુરૂ પોતે ધર્મને ખરી ખોટી રીતે પીછાણનાર હતો. તે બાળકને મરતાં

બચાવે તો તેને ધર્મ લાગે તેમાં નવાઈ નહીં. વળી દયાનો ખરો ઝરો તે ગુરૂમાં હતો. ગુરૂએ તે બાળકને ગરમી આપવા પોતાના મજબૂત હાથમાં ઉપાડી છાતીએ ચાંપ્યું, અને કાળા અંધારામાં પોતાની બુઝરગ આંખો ફેંકી તેણે મોટેથી પોકાર્યું,—

"જે કોઇએ આ બાળકને ગરીબી, ભુખ યા બીજાં કોઇપણ કારણોસર તજ્યું હોય તેઓ જાણો કે, હું એ બાળકનો પાળનાર થઇ રહીશ. તે મોટા પરવરદિગારનો હું એક ગરીબ કમીનો બંદો છું, તેના પવિત્ર નામથી હું અત્રે કસમ લઉંછું કે, એ બાળકને હું પાળીશ."

તેના બોલવાનો કાંઇ જવાબ પાછો વળ્યો નહીં, જેથી તેણે તે નાના બોજાને લઇ ઘોડાપર પાછો સવાર થઇ ઝડપમાં ઘર તરફનો રસ્તો લીધો.

હમેશ કરતાં તે આજ રાત્રે ઘણો મોડો ઘેર આવ્યો. તેના સાદા ઘરનો દરવાજો ખોલનાર તેની બુઢ્ઢી કારભારણ ફ્રેડરિકા તેને મોડો આવેલો જોઇ બોલી:—

"ઓ ખુદા, મોંસ્યો સ્કરંસ્કી, આજ તમે કેટલા મોડા આવ્યા? મેં ધાર્યું કે તમારાં બહેન એલીશાના સિક હશે, અથવા ઘોડાએ અંધારામાં ઠોકર ખાઇને તમને ખોટી કીધા હશે, અથવા તમને કોઇ કોસેકોએ માર્યા હશે."

ઘોડા ઉપરથી ઉતરી ગુરૂએ પોતાના હાથમાંનું નાનું બંડલ ફ્રેડરિકાને આપતાં કહ્યું,—

"ફ્રેડરિકા, આ બાળકને લે."

"બાળક! કાં મોંસ્યો, એ શું? એની આહિં કોણ સંભાળ લેશે?" તે અજબ થઇ.

"તું." આ ટૂંકા જવાબ સાથે ગુરૂજી અંદર ગયા.

"જુઓ મોંસ્યો, કેવી ખુબસૂરત સુંદર બાળકી આ છે! એ ભાગ્યે એક વર્ષની હોય. જુઓ એ પોતાની કાળી નિર્દોષ આંખો ખોલી કેવી અજાયબીથી આપણી તરફ જુએછે!" ફ્રેડરિકા તે બાળકીના મનમોહન દેખાવથી તરત તેની સાથે પળોટાઈ ગઈ.

ગુરૂએ તે બાળકીને પંપાળી ગરમી માટે શગડીમાં બીજા કોલસા નાંખી તેને ઉશ્કેરી ખાણું લેવા માંડ્યું. જમતાં જમતાં તે બાળકી કેમ અને કયાંથી તેને મળી તેનો હેવાલ તેણે પોતાની વિશ્વાસુ બુઠ્ઠી દાસી ફ્રેડરિકાને કહ્યો.

"ઘોડાઓ એવે ઠેકાણે અટકી બેસે છે, એ કેવું અજબ જેવું!" બધું સાંભળી લઈ ફ્રેડરિકાએ ઘોડાની ચાલાકી વખાણી.

"દરેક ઘોડાઓ એવી વાતમાં ચપળાઇ બતાવે છે," ગુરૂએ જણાવ્યું.

ફ્રેડરિકા તે બાળકીને પોઢાડવા લેઇ ગઇ. તે રાત્રે તે ભલો ગુરૂ એક સારૂં કામ કરનારની શાંત ભલી મીઠી ઉંઘે ઉંઘ્યો.

સવારમાં તો આખા મેરીઅનબર્ગમાં વાત ફેલાઇ કે, રાતે ઠંડીમાં થથરી જતું એક નાનું બચ્ચું ભલા ગુરૂજી સ્કરંસ્કીને હાથ લાગ્યું હતું, જે તેણે પાળવા આણ્યું છે. ગુરૂને ખબર પડી કે તે જંગલ તરફ એક ખેડુતની ઝુંપડી પાસે એક સોલજર મુએલો મળી આવ્યો હતો.

તે ખેડુતને પૂછતાં જણાયું કે રાતે જ્યારે બહાર દવ પડતો હતો, ત્યારે તેને પોતાની ઝુંપડીની બહારથી કોઇના દુઃખના પોકારો સંભળાતા હતા, પરંતુ તેનું કારણ જાણવાની તે બુબખ બીકણ ખેડુતે દરકાર કીધી નહીં. પણ સવારે ઝુંપડીનો દરવાજો ખોલી જોતાં બહાર એક મરણ પામેલો સોલજર દેખાયો. ગુરૂ તેની લાશ જોવા ગયો, કે

પરથી કાંઇ પેલી બાળકીનો પત્તો મળે. ઘણીએ શોધ કરતાં તે સોલજરના અંગ ઉપરથી એવું કશું પણ મળી શક્યું નહીં, કે જેથી તે બાળકીની ભાળ મળી આવે. તેના ગજવામાંથી એક કાગળનો ટુકડો મળી આવ્યો. જે ઉપર ફક્ત બે બોલ લખી અધૂરૂં મૂક્યું હતું. તે બોલ આ હતાઃ—

"બચ્ચાંઓ, પ્યારાં બચ્ચાંઓ—"

તોપણ આ કાગળનો કકડો ગુરૂએ લેઇને સાચવી રાખ્યો.

જે દહાડે તે બાળકી મળી આવી, તે દહાડો સેંટ કેથેરાઇનનો હતો, તે પરથી તેનું નામ કેથેરાઇન રાખવામાં આવ્યું. મો. સ્કરંસ્કી તેને પોતાના બચ્ચાં સમાન ગણતો અને નાની કેથેરાઇન પણ પોતાના મીઠા ખવાસથી તેને બાપ દાખલ માન આપતી. વર્ષોપર વર્ષો પસાર થઇ જવા લાગ્યાં, પણ કેથેરાઇનનાં માતપિતા યા સગાંવહાલાંની કશી બાતમી મળી નહીં.

પેલી બરફવાળી ઠંડી રાત્રે જે સોલજર મરી ગયો હતો, તેનું નામ પણ ગુરૂ જાણી શક્યો નહીં. લડાઇનો વખત હોવાથી કાંઇ સંખ્યાબંધ સિપાઇઓ મરતા, તેમાં તે સોલજરની કોણ યાદ કરે.

વર્ષોના વહેવા સાથ કેથેરાઇન એક અતિ હોંશિયાર, ચપળ, બહાદુર, ઉદ્યોગી, ખુબસૂરત, ભલી, શાણી અને શાંત ખવાસની થતી ગઇ. તે બુઢ્ઢી ફ્રેડરિકાને રાંધવામાં, સીવવામાં, અને ઘરનાં દરેક કામકાજમાં ઉલટથી મદદ કરતી, તથા પોતાના પાળક બાપને માન અને તાબેદારીથી હમેશાં રાજી રાખતી.

એક વખત બુઢ્ઢા ગુરૂ સ્કરંસ્કીએ કાંઇ કાગળો વાંચ્યા બાદ કેથેરાઇનને પોતાની પાસે બોલાવીને કહ્યું,—

"મારી સમજુ છોકરી, તું તેર વર્ષ પૂરાં કરી ચૂકી છે, તોપણ

તું હજી નાદાન ને નાની કહેવાય; પણ મારી બહેન એલીશાના હમ- ણાં હમણાં સિક ચાલેછે અને વળી બુઢ્ઢાપાને લીધે તે અશક્ત બનતી જાયછે, તેને તારી ઘણી જરૂર છે; જેથી તને ત્યાં મોકલવાનો મારો વિચાર છે."

"મારા બાવાજી જો મને ત્યાં જવા ફરમાવે તો હું જવાને તૈ- યાર છું." તે હમેશની માફક તાબેદારીથી બોલી.

"મારી કદરદાન, મારી શાણી બેટી, ત્યાં જવાથી તારૂં ભલુંજ થશે એમ જાણજે."

અતિશય ખુશાલીથી કથેરાઇને જવાની તૈયારી કીધી. તેને મૂ- કવા ગુરૂ અર્ધે રસ્તે સુધી ગયા.

જે જગ્યાપરથી તે પહેલાં મળી આવી હતી, તે જગ્યાપર તે- ઓ આવી લાગ્યાં. ઉનાળો હોવાથી દવ પીગળી જઇ તે જગોએ લી- લું ઘાસ ઉગી નીકળ્યું હતું. તે જગ્યાપર આવતાં કેથેરાઈન ત્યાં ઘૂં- ટણપર પડી, અને

"બાવા, બાવાજી, મને તમારા આશીર્વાદ આપો." એમ તે બોલી.

"હું આ જગ્યા, કે જે જગ્યાએથી તમે મને મરતી ઉપાડી લઇ દરેક રીતની સંભાળ લઇ ઉછેરી મોટી કીધી, તેના ઉપકારના ઉભરામાં તમને દુવા દઇ આભાર માનુંછું."

"મારા બચ્ચા," ગુરૂનો અવાજ ધ્રૂજવા લાગ્યો.

"મારા બચ્ચા, ઉઠ, એહેશાનના ઉભરાઓ બતાવવાને હજી તું ઘણી નાની કહેવાય. ખુદાની મરજી માફક આપણે રહેવું જોઇયે. યાદ રાખજે દીકરી, કે ગમેતેમ થાય તે છતાં મારી પાછળ મારી બ- હેન એલીશાના તારી સંભાળ લેશે. જા દીકરી. પણ મારા બોલ યાદ રાખજે, કે જો આગળ જતાં તારી સ્થિતિ ફેરવાય, તો તું ભૂલતી

ના, કે તું એક નાની તજાયલી છોકરી હતી; અને એક બે કલાકમાં મરી જાત, જો તે પાક પરવરદિગાર પોતાના એક કમીના નોકરને અહિં નહીં મોકલત તો. કેથેરાઈન, તું હમેશાં ભલી, સાચી, વિચારવંત અને સંતોષી રહેજે. દીકરી, મારા જેવા એક ગરીબ ગુરૂની શિખામણ યાદ રાખી હમેશાં જીગરે સાચી, મનની મક્કમ, અને વિચારે બહાદુર રહેજે. હમેશાં નેક બોલજે, નેક વિચારજે, અને નેક કરજે. ગમેતેમ થાય તોપણ તારી ફરજ બજાવવામાં પાછળ પડતી ના." હવે ગુરૂએ બોલવાનું પૂરૂં કરી કેથેરાઇનને જમીનપરથી ઉઠાડી તેના માથાપર હાથ મેલી દુવા ચાહી. પછી બંને છૂટાં પડયાં.

× × × × × ×

" કેથેરાઇન ! કેથેરાઇન ! એ તું શું લઇ બેઠી છે ? દરવાજા આગળ આળસુની માફક ઉભી કેમ રહી છે ? મને સૂતર વણવા લાગ, આ કપડાં ધોઇ નાંખ. ચાલ, મને મદદ કરવા સારૂ મારા ભાઇએ તને અત્રે મોકલી છે, નહીં કે એમ આળસુની માફક ઉભી રહેવા ! સાંભળે છે કે કેથેરાઇન ?"

ઉપલું બોલનાર બુઢ્ઢા ગુરૂ સ્કરંસ્કીની બહેન એલીશાના હતી.

કેથેરાઇનનો ચહેરો ઇંતેજાર દીસતો હતો.

" ઓ મેડમ એલીશાના, તોપોના ભયંકર અવાજો તમે નથી સાંભળતાં ?" હજી દરવાજા બહાર ઉભી રહીને તે બોલી.

" તોફાનના અવાજો હશે, અથવા જાહેર ખુશાલી હશે. આજે કયો દહાડો છે, કેથેરાઇન ?" એલીશાનાએ પૂછયું.

" વીસમી આગસ્ટ સત્તરસો બે, મેડમ એલીશાના. "

" નહીં, ત્યારે કાંઇ આજ રાજાનું વર્ષ નથી. તારી ખાત્રી કેથેરાઇન, કે તેં તોપો સાંભળી?" એલીશાનાએ અજબ થઈ પૂછયું.

" કાલે સવારે મારા બાવાજી ગુરૂ સ્કરંસ્કીએ મને પોતાથી દૂર કરી, અહિં મોકલાવી દીધી. તે છૂટાં પડવાની વાતો કરતા હતા. ઓ! હવે મને સમજ પડી. ધાસ્તીની વખતે બાવાજીએ મને પોતાથી દૂર કરી, અત્રે સલામત જગ્યાએ મોકલાવી. ઓ! પાછા તોપોના અવાજો! હું નાની હોઉં તોપણ એથી પૂરતું સમજી ગઇ છું," એમ બડબડતાં તે રડી પડી.

" કેમ! પેલી હમેશની હસતી છોકરી તુંજ કે? રડે છે કેમ?" એલીશાનાએ ઠપકો દીધો.

" મને મારા બાવાજી ગુરૂ સ્કરંસ્કીએ અત્રે શા વાસ્તે મોકલાવી દીધી અને તે ધાસ્તીમાં કેમ રહ્યા? ઓ! સાંભળો, પાછી તોપો!"

એજ વખતે એક ઘોડેસ્વાર ત્યાં બારણા આગળ આવી ઉભો.

" મેડમ એલીશાના, શહેરની ધાસ્તીભરી હાલતમાંથી મુશ્કેલીથી રસ્તો કાપતો હું તમને અત્રે તમારા ભાઇનો કાગળ આપવા આવી લાગ્યો છું." ઘોડાપરથી ઉતરી તેણે કહ્યું.

તેના ઘોડા નજદીક દોડી જઇ ઉતાવળ અને અધીરાઇથી કેથેરાઇને સવાલ કીધો,—

" ગુરૂ સ્કરંસ્કી કેવા છે? ક્યાં છે?"

" કેમ મેડમોઝલ, આ તોપો તમે નથી સાંભળતાં?" તે બોલ્યો.

" જેનરલ શેરેમ્તીફ પોતાના લશ્કર સાથે મેરીઅનબર્ગપર હલ્લો કરી ગોળાઓનો વરસાદ વરસાવે છે. ત્યાંનો દેખાવ કોઇથી જોવાય નહીં એવો છે."

" પણ મારા બાવા, મને પાળનાર, મારા મુરબ્બીજી, તે ક્યાં છે? કેવા છે?" પાછું ફરીને રડી દેઇ કેથેરાઇને પૂછ્યું.

" તારો પિતા, અને મારો ભાઇ સ્કરંસ્કી,"–કાગળ વાંચી તેની ગડી કરતાં મેડમ એલીશાના બોલી,—

" તે જણાવે છે કે તને અહિં રાખવામાં સલામતી છે. તે સલામત રહે તેને માટે તે આપણને બંદગી કરવા કહેછે, અને પોતા પાછળ તેનું જે છે તે તારે માટે છે, એમ જણાવેછે."

" મેડમ એલીશાના, હું મેરીઅનબર્ગ તેમની પાસે જવા માગું છું, મને કોઇ અટકાવી શકશે નહીં. બીજી કોઇપણ બાબતમાં નહીં, પણ આ વાતમાં તો હું તમારે તાબે થઇશ નહીં, તમને નાફરમાન થઇશ. મને મારા બાવાજી આગળ જવા દો."

"પણ આ સવાર કહેછે તે તું સાંભળે છે કે નહીં? શહેરને રશિયનોએ ઘેરી લીધું છે."

"તોપણ હું મારા પાળનારને મળવા જઇશ."

"આટલી વારમાં તો ત્યાંનાં દરેક રહેવાશી માર્યાં ગયાં હશે યા તો કેદ પકડાયાં હશે."

"ત્યારે તેઓ સાથે હું મરીશ, યા કેદ પકડાઇશ," તે દઢતાથી બોલી.

સવાર અને બુઢ્ઢી એલીશાના વાતમાં હતાં, એટલામાં વીજળીની ઝડપે તેણે ઘોડાપર ચઢી બેશી તેને ચારે પગે છોડી મેલ્યો. પેલો સવાર અથવા પેલી બુઢ્ઢી બાનુ કાંઇ બોલી યા કરી શકે તે આગમચ તો તે નજરથી દૂર થઇ.

મેરીઅનબર્ગમાં દાખલ થવાના દરવાજાના જંગલમાં ઉતાવળથી ફીણુ ફીણુ થતો એક ઘોડો આવી લાગ્યો, ત્યારે ત્યાં સાંજ પડી ચુકી હતી. ઝાડીઓમાંથી જેવો તે ઘોડો બહાર નીકળ્યો, કે ઉતાવળમાં એક સોલ્જરે તેને થોભાવવાને તેની લગામ પકડી અને તેપર

એટલા સવારને જોયા વિના તેને પૂછ્યું,—

"તું ક્યાં જાયછે?"

"તે જાણવાની તારે ગરજ નથી," તેનાજ જેવા તુંદ અવાજે જવાબ મળ્યો.

આ તુંદ જવાબથી તે ચીડાયો, અને તે બોલનારને શિક્ષા કરવાને તેણે પોતાનો હાથ ઉંચક્યો. પણ મારવા પહેલાં તેના ચહેરા તરફ જોતાં એક મરદને બદલે કોઇ નાજુક છોડીને જોઈ તે સોલજર નરમ પડ્યો, અને ધીમે અવાજે પાછું પૂછ્યું,—

"તું ક્યાં જવા માગે છે?"

"તેની તારે શી પંચાત?" તે બહાદુર છોકરીએ પાછો જવાબ વાળ્યો.

"હું ઉતાવળમાં છું, મને જવાદેવા રસ્તો કરો."

હજી મજબુતીથી લગામ પકડી રાખી તે અજાણ્યા સોલજરે કહ્યું,—

"શું તું જાણતી નથી કે શહેર રશિયનોના હાથમાં આવી પડ્યું છે?"

"વારૂ, તેથી શું!" કેથેરાઇને સામું પૂછ્યું.

"જેથી દરેક જણ કેદ છે, અને તું પણ જો શહેરની અંદર જશે, તો તને પણ કેદી બનાવવામાં આવશે."

"તમારી શિખામણ માટે ઉપકાર થયો, મોંસ્યો. પણ જાણો કે જેને હું બાપ લેખે ગણુંછું, તેના જે હાલ થયા હશે તેવા મારા હાલ થાય તો હું તેથી ડરનાર નથી; હું તેને મળવા માગું છું, તેની સાથે રહી તેના નસીબમાં ભાગ લેવા ચાહું છું."

"વારૂ, જો તે કેદી હોય તો!" પેલાએ પાછું પૂછ્યું.

"તો હું પણ કેદી થઈશ."

"પણ જો તે માર્યો ગયો હોય તો?"

પેલાની આ અટકળથી તે કમકમી, પણ શાંત થઇ બોલી, "મે તમને કહ્યું છે, મોંસ્યો, કે તેના જે હાલ થયા હશે તેમાં હું ભાગ લેઈશ."

"જા ત્યારે, ખુદા તને મદદ કરે." તે જવાન સોલજરે ઘોડાની લગામ છોડી દેતાં કહ્યું.

ઘોડો પાછો ચારે પગે દોડતો થયો.

તે થોડેક દૂર ગઇ હશે એટલામાં કેટલાક અવાજો તેને પૂછ્તા સંભળાયા,—

"એ કોણ જાયછે?" કેટલાકોએ પૂછ્યું.

તેણે કાંઈ જવાબ દીધો નહીં કે તુરત એક ગોળી છૂટી અને સીધી તેના કાન આગળથી પસાર થઈ ગઈ. આથી તેણે હવે એકદમ ઘોડો ખેંચી પકડયો.

"હું તમારા સવાલનો જવાબ દેઇશ કે, એ હું છું, તો તમે શાંત થશો?" તેણે ચીડાઇને પૂછ્યું.

હવે તેને કેટલાક ખડતલ દેખાવના શખ્સોએ ઘેરી લીધી.

"નીચે ઉતર છોકરી, અમારી સાથે ચાલ," તેઓમાંના એક વડાએ ફરમાવ્યું.

કેથેરાઇને નિરાશાથી પોતાની આંખ ચારે બાજુ ફેરવી, એટલામાં તેણે પેલા સોલજર જવાનિયાને તે ટોળામાં જોયો, જે પેલા લુચ્ચાઓના ટોળામાં વધુ આબરૂદાર અને તોરવાળો દેખાતો હતો.

"ઓ મોંસ્યો, એઓને સમજાવી મને જવાદો; તમે જાણો છો કે હું એક ગરીબ છોકરી છું, તમારૂં કાંઇપણ નુકસાન હું કરી શકું તેમ નથી," તેણે તેને અરજ કરી.

"જ્યારે તમે આગળ વધવા માગતાં હતાં, ત્યારે મેં તમને ક-

શું હતું કે શહેરમાં તમને કેદ કરશે." તે જવાને કહ્યું. અને પછી પેલા કોસેકો તરફ ફરી તેઓને જણાવ્યું,—

"તમે તમારૂં કામ કરો, તમારી ફરજ બજાવો."

"તારૂં નામ શું, છોકરી?" તેજ જવાને પૂછ્યું.

"કેથેરાઇન." ઝડપથી જવાબ મળ્યો. "ગુરૂ સ્કર્ંસ્કીની હું પાલક બેટી થાઉંછું. કાલે હું તેને છોડી ગઇ હતી, અને આજે હું તેને મળવા જાઉંછું. મને જવા દો."

તે જવાને પેલા કોસેક વડાને કાંઈ કહ્યું જેથી તે બોલ્યો, "તમે શહેરની હદમાં આવી ચૂકયાંછો, વાસ્તે અમારાં કેદી છો. આજથી તમે રશિયાના ઝાર પીટર પહેલાની મતા છો. ચાલો, ઘોડાપરથી ઉતરી અમારી પુંઠે આવો, નહીંતો તમને ઉંચકી લઇ જવાની ફરજ પડશે."

પોતાની કાળી આંખોમાંથી ગુસ્સાનો એક ચમકારો ફેંકી કેથેરાઇન નીચે ઉતરી.

"હું તમારી કેદી છું, મને શહેરમાં લઇ જાઓ, હું મારા પિતાજીને મળવા માગુંછું."

થોડો વખત ચુપ રહી તેણે તેઓને પૂછ્યું,—

"તમારો જેનરલ કોણ છે?"

"જેનરલ શેરેમ્તીફ," પેલા જવાને જણાવ્યું.

"હું તેને મળવા માગું છું," બહાદુર કેથેરાઇન બોલી.

"ઠીક."

તે તરફ જતાં અડધે રસ્તે કેથેરાઇને બુઢ્ઢી ફ્રેડરિકાને રડતી ઉભેલી જોઇ. તેને પૂછતાં તે બુઢ્ઢીએ જણાવ્યું કે, ગુરૂ સ્કરંસ્કીને મારી નાંખવામાં આવ્યો હતો.

આ માઠી ખબરથી કેથેરાઇનના દુઃખનો પાર રહ્યો નહીં. તેણે એકદમ જેનરલને મળવા ચાહી તેની પાસેથી એક દિવસની મહેતલ માગી. અને તે ભલા ગુરૂના મુડદાને દાટવા ધાર્યું.

"તારે શું જોઇએ છે છોકરી?" તેને જોઇને જેનરલે પૂછ્યું. "હું કેદી છું. હું નાશી જવાની દરકાર કરતી નથી. જેનરલ, મને ફક્ત એક દિવસની મહેતલ આપો. હમણાંજ મને મારી દાસીએ જણાવ્યું છે, જે મારો પાળનાર મુરબ્બી મુડદાંઓના ઢગમાં પડ્યો છે, તેને શોધી કાઢીને ઘટતા માન સાથે હું દફનાવવા માગું છું. અરે! તે કેવો ભલો હતો!" કેથેરાઇને એ શિવાય બીજું કેટલુંક કહી, જેનરલની પરવાનગી મેળવી. તેને મહેતલ આપ્યા પહેલાં જેનરલે પૂછ્યું, "છોકરી, એ બહાને તું નાશી જાય નહીં તેની શું ખાત્રી?"

"મારૂં સાચું વચન," તે બોલી. "કાલ અત્યાર આગમચ તમારી આગળ આવી તમારી કેદી દાખલ રજુ થઇશ."

"જા ત્યારે; તું મારી કેદી છે એ યાદ રાખજે."

તે બહાર પડી. અને ફ્રેડરિકાને સાથે લેઇ મુડદાંઓના ઢગમાં હિંમતથી ગુરૂને શોધી કાઢવા ગઇ. અંધારૂં ઘણું હતું. રાત પડી ચૂકી હતી. "હું કેવી મૂર્ખ! આવા અંધારામાં તે આપણને કેમ મળશે?" નિરાશાથી લગભગ રડી દેતાં કેથેરાઇન બોલી.

એવામાં કોઇનાં પગલાં સાંભળીને તે ચમકી.

"જરા થોભ, છોકરી, હું બત્તી અને થોડીક બીજી મદદ લાવું." થોડા વખતમાં પેલોજ જવાન સોલજર એક ફાનસ, ચાર આદમી અને એક ખાટલી લઇ ત્યાં આવ્યો.

શોધ પાછી શરૂ થઇ. ઘણીવાર થઇ પણ ગુરૂ સ્કરંસ્કીની લાશ

હાથ લાગી નહીં. નિરાશાથી કેથેરાઇન રડી પડી.

" કેથેરાઈન, ચાલ, કાલ મળસકેથી આવી આપણે શોધ ચલાવીશું, " ફ્રેડરિકા બોલી.

" નહીં, નહીં, જે થાય તે હમણાંજ થવું જોઇયે, " કેથેરાઇને મક્કમ જવાબ દીધો.

"કાલે તો હું કેદી થવા કબૂલ થઇછું. ઓ ખુદા, તું મને મદદ કર."

"છોકરી તું ઘેર જા, હું તારે ખાતર શોધ ચલાવી તારા પાળક પિતાને ઘટતી ક્રિયા સાથે દફનાવીશ."

"બહુ ઉપકાર થયો. તમે નિઃસ્વાર્થે મને ઘણી મદદ કરોછો; હું તેને જીવતો નહીં તો મુએલો પણ છેલ્લીવાર જોવા માગુંછું," કેથેરાઇને પેલા જવાન સોલજરનો તેની મદદને માટે ઉપકાર માનતાં કહ્યું.

ગુરૂ સ્કરંસ્કી હાથમાં ગોળી લાગવાથી હાથ ભાગી બેફામ થઈ પડયો હતો, તે આ છેલ્લા શબ્દોથી હોશમાં આવી બબડયો,—

"દીકરી, મારી કેથેરાઇન.!"

જ્યાંથી અવાજ આવ્યો ત્યાં કેથેરાઇન જઇ પહોંચી. તે ઘણી ખુશી થઇ. ગુરૂ મળ્યો, તે જીવતો હતો. તેને ઘેર લેઇ જવામાં આવ્યો.

તેઓ ભેટયાં. ડાકટરે તેનો હાથ બાંધ્યો. ગુરૂએ કેથેરાઇનનો ઉપકાર માન્યો. મુંગે મોંઢે મુડદાંઓના ઢગમાં ડટાઇ મરતાં તેણે તેને બચાવ્યો હતો.

બીજી સવારે કેથેરાઇન મળસકામાં ઉઠી. તે ખુબસૂરત અને તદ્દન શાંત દીસતી હતી. તેણે પોતાના ચળકતા કાળા વાળને માથા

ઉપર સફાઇથી ગોઠવીને બાંધ્યા હતા. ટોપી પહેરીને તે ગુરૂના ઓરડામાં આવીને બોલી,—

"ખુદા તમારૂં ભલું કરે, બાવાજી! આજે આપણે એકમેકને છેલ્લાં મળીયે છીએ. હું જેનરલની કેદી છું. તેને વચન આપી આવી છું, વાસ્તે મારે જવું જોઇયે."

ગુરૂના દુઃખમાં આ સાંભળી અતિ ઘણો વધારો થયો. ફ્રેડરિકાએ તેને જવાને ના કહી.

"સાંભળો પિતા, ખુદ્દી ફ્રેડરિકા ચસકી ગઇછે; મને વચન પાળવાને ના કહેછે, એ વાજબી કહેવાય વારૂ?"

"નહીં મારી દીકરી, મારી સાચી કેથેરાઇન, તું કદી વચન તોડતી નહીં; જા મારા બચ્ચા. મને તારા જવાથી અતિશે દુઃખ થાયછે. ખુદા તારો નિઘેહબાન થાઓ."

ગુરૂને તથા ફ્રેડરિકાને મળી ભેટી શાંતિથી કેથેરાઇન શરણ થવા ગઇ. જેનરલ શેરેમ્તીફના તંબુ આગળ પેલો જવાન સોલજર ઉભો હતો, જે તેને જોઇને હેરત થયો.

તે પાધરી જેનરલ આગળ ગઇ.

"તું આવી કે છોકરી? હું ધારતો હતો કે તું હવે કદી તારૂં મોં મને બતાવશે નહીં." જેનરલ બધાઓને હુકમ આપતો હતો તેણે તેને જોઇને કહ્યું.

"પાછી આવવાનું મેં તમને વચન આપ્યુ હતું," એવો ટૂંકો જવાબ તેણે દીધો.

"વારૂ છોકરી, આજથી તું મારી દાસી છે. જા, અમારે માટે નાસ્તો કરી લાવ."

તે ચુપચુપ તે હુકમ બજાવવા ગઇ.

થોડા વખતમાં નાસ્તાના ખુમચા સાથે તે પાછી ફરી. હમણાં ટેબલ આગળ પેલો જવાન સોલજર અને જેનરલ બે જણા હતા. તેઓ માટે ટેબલ ગોઠવી, તેપર નાસ્તો મેલ્યો.

"તારી ઉમ્મર શું છે છોકરી?" જેનરલે તેની ચાલાકી જોઇને પૂછ્યું.

"પૂરાં તેર," કેથેરાઇને જવાબ દીધો.

"પચાસ વર્ષના આદમી જેવું એ છોકરીનું ભેજું ને હૈયું છે. જેનરલ, કાલે રાતે મુડદાંઓના ઢગમાં એણે ઘણી બહાદુરીથી કામ કીધું છે," તે જવાન બોલ્યો. "આવા મક્કમ ચહેરા સાથે તેને લડાઇના મેદાનમાં જોવી મને ગમે છે. તું બીતી નથી છોકરી? મુવેલાંઓથી યા સંત્રીઓની ગોળીથી, યા કશાથી પણ તું બીતી નથી?"

"એવે વખતે બીક શું તે હું જાણતી નથી."

આ હિંમતવાન જવાબથી જેનરલ તેમજ તે જવાન અજબ થયા.

"જેનરલ, જો તમે તમારા કેદીને વેચો, તો હું તેને ખરીદ કરવા માગું છું," સોલજર જવાને જેનરલને કહ્યું.

"અને તમે તેને શું કરશો?" જેનરલે હેરત થઇ પૂછ્યું.

"મારી બાઇડી. એ બહાદુર છોકરી એક સોલજરની બાઇડી થવાને લાયક છે. હું એક સોલજર છું અને એ મારી બાઇડી થશે. કેમ ખુચીબાઇ, તે વિષે તેં શું ધાર્યું?" તેણે હવે અજબ થયેલી કેથેરાઇનને પૂછ્યું.

કેથેરાઇન હજી નાદાન અને નાની હતી. તે નિર્દોષતાથી બોલી, "એક જેનરલની દાસી થવા કરતાં એક સોલજરની બાઇડી થવું મને વધુ પસંદ છે."

"સાબાશ, કેથેરાઇન, આજથી તું મારી છે."

"પણ—" જેનરલ કાંઇ વધુ બોલે તે પહેલાં તેને તે જવાને રોક્યો અને કહ્યું,—

"તમે શું બોલવા માગોછો તે હું જાણુંછું. ખચિત હું એનેજ પરણીશ. તે બહાદુર, ભલી, મક્કમ મનની, ફરજ બજાવનારી, વચન પાળનારી, અને વળી છેલ્લે ઘરના કામકાજમાં કુશળ છે. તે દરેક વાતે મારે લાયક છે. એથી વધુ ગુણો મારે કિયા જોઇયે? બસ, નક્કી થયું. તે મારી બાઇડી થશે. ચાલ કેથેરાઇન, ખુમચો મૂકી મારી પુઠે આવ. આજથી તું લોકોની નોકરી બજાવશે નહીં. જો કોઇની પણ બજાવે, તો તે તારા ખાવીંદનીજ." તે સોલજર એટલું બોલી કેથેરાઇનને લઇ તંબુ બહાર નીકળ્યો. ચાલતાં ચાલતાં તેણે તેને પૂછ્યું,—

"હું કોણ છું તે તું જાણેછે, કેથેરાઇન?"

"નહીં, પણ તમે બોલ્યા કે તમે મને તમારી બાઇડી કરશો."

"તું મારી લશ્કરી પદવી જાણે છે?"

"હા, એક સોલજર."

"ઠીક, ત્યારે તું એક સામાન્ય સોલજર સાથે પરણશે?"

"તમે એમ તો નહીંજ ધારતા હશો, કે હું એક માબાપ વિનાની કુંટુંબના નામ વિનાની નાની છોકરી કશા માટે પણ મગરૂર હોઉં."

"હં! ત્યારે મારી લાડકી, તું વળી સંતોષી પણ છે! એક સોલજર સાથે પરણી ગરીબ સ્થિતિમાં રહેવાને તું સંતોષી છે?"

"હા, તમે મને ગમોછો, કારણકે તમે બહાદુર છો, અને વળી મને મદદ કરી છે."

"ત્યારે હું ફક્ત એક સોલજર છું તે માટે તું દિલગીર નથી?"

"શા વાસ્તે?"

પછી તે સોલજરે એક ભપકાદાર તંબુ નજદીક થોભીને કેથેરાઇનને કહ્યું,–

"આ તંબુ આપણા રશિયાના ઝારનો છે; અહિં થોભ કેથેરાઇન, હું ઝારની પરવાનગી મેળવું; તને પરણવા આગમચ મારે ઝારને પૂછવું જોઇયે."

તે અંદર ગયો અને કેથેરાઇન બહાર થોભી.

જરાવારમાં એક જણે આવીને તેને જણાવ્યું,—

"બાનુ, તમને નામદાર ઝાર પીટર ધી ગ્રેટ મળવા માગેછે." તે અંદર ગઇ. કેટલાક અમલદારોના ટોળા વચ્ચે એક સોલજર જવાનને તેણે બેઠેલો જોયો. જે તેને પરણવા કબૂલ થયો હતો તેજ તે હતો એમ કેથેરાઇને જોઇ લીધું. અને—

"નામદાર ઝાર કયાં છે?" એમ તેણે અમલદારને પૂછયું.

"એજ." પેલા જવાન સોલજર તરફ માનથી બતાવીને તેણે કહ્યું.

"એજ! એ તો મને પરણવા કબૂલ થયા છે!"

"હા, કેથેરાઇન, જે તને પરણવા કબૂલ થયો છે તે રશિયાનો ઝાર પીટર છે," તે સોલજરે હશીને કહ્યું. "કેમ કેથેરાઇન, એટલીબધી ગભરાઇ કેમ જાયછે! મારા દરજ્જાથી બીહીને તું મને પરણવા ના પાડશે?"

"જેમ એક સોલજર દાખલ મેં તમને કબૂલાત આપી હતી, તેમજ હમણાં પણ હું કબૂલ થાઉંછું." તે શાંતિથી બોલી.

પછી રશિયાનો ઝાર પીટર પહેલો ઉઠયો. અને તે સુંદરીનો હાથ પોતાના હાથમાં ઝાલી, પોતાના અમલદારોને ભવિષ્યની રશિયાની શહેનશાહબાનુ દાખલ તેને ઓળખાવી.

ગુરૂ સ્કેરંસ્કીને તે ભુલી નહોતી. તેની ચઢતી હાલત કદાપિ તે સાંભળવા પામ્યો હોત, પણ તેના હાથના કારી જખમમાંથી તે કદી સાજો થયો નહીં; થોડા વખતમાં તે મરણ પામ્યો. તેની પાછળ તેની બુઢ્ઢી બહેન અને દાસી ફ્રેડરિકા પણ મરી ગયાં. હવે કેથેરાઇનનું સંભાળનાર અને પાળનાર ફક્ત તેનો ધણી રશિયાનો ઝાર પીટર પહેલો હતો.

તેઓનાં લગ્ન બાદ ઝારે તેને મોસ્કો શહેરના એક મહેલમાં રાખ્યા પછી તેને ત્યાં ૧૭૦૮ માં "એન" નો અને ૧૭૦૯ માં "ઇલીઝાબેથ" નો જન્મ થયો.

જ્યારે તેના ખાવીંદ પીટર ધી ગ્રેટે ૧૭૧૧ માં તુરકીઓ સાથે લડાઇ કીધી, ત્યારે તેણે પોતાની રાણી કેથેરાઇનને ત્યાં લઇ જવા ચાહ્યું. તેની મરજીથી કેથેરાઇન તેની સાથે લડાઇના મેદાનમાં ગઇ. એવી ખાસ્તીને વખતે તે બહાદુર ખાનુએ પોતાના ધણીને ઘણી સારી સલાહ અને મદદ આપી.

પચાસ હજાર અને એક સો તુકડીઓના જબરા લશ્કર સામે પીટર પોતાનાં ફક્ત આઠ હજાર માણસો સાથે ટકી રહ્યો. બંને બાજુના ઘણા માણસો માર્યા ગયા, તોપણ બેમાંથી કિયા પક્ષની જીત થઇ તે કાંઇ કહેવાઇ શકાયું નહીં. રશિયનો ઘણા સકંજામાં આવી પડ્યા; કારણ કે દુશ્મનોએ ચારે બાજુથી તેમને ઘેરી લીધા હતા, તેથી તેઓને કાંઇ ખોરાક મેળવવાની પણ જોગવાઇ મળતી નહોતી, તેમજ તેઓના તંબુઓથી થોડેક દૂર "પ્રુથ" નદી વહેતી હતી, તેનું પાણી પણ તેઓ લાવી શકતા નહીં. તુરકીઓની તરવારના જખમ કરતાં ભુખ અને તરસથી તેઓ વધુ કંટાળ્યા. જેનાથી એવું લાગતું હતું કે, ભુખમરાથી અંતે તેઓ તુરકીઓના ગુલામ થશે.

ઝાર પીટરની ગમગીની ઘણી વધી ગઇ. કાંઈ ઇલાજ નથી એમ જોઇ, પોતાને, પોતાની રાણીને અને પોતાના લશ્કરને ભુખ અને તરસથી ટળવળીને મરી જવું પડશે એ વિચારથી તે ઘણો દુ:ખી થયો. છેક નિરાશ થઇ તે તંબુમાં બેઠો હતો, એટલામાં કેથેરાઇને પોતાના હમેશના ચાલાક ભેજામાંથી કોઇ તર્કો ઉભા કરી તેને શાંત પાડવા માંડયો.

અંતે તેને એક વિચાર સૂઝ્યો. તેણે કહ્યું કે આપણા દુશ્મનોને માલમ નહીં હોય કે આપણે ભુખે તરસે મરીયે છીએ, વાસ્તે તેઓને જાહેર કરવું જોઇયે. તેને ખબરજ હતી કે જ્યારે ટરકીના સુલતાનને કોઇ કાંઇ કહેવડાવવા માગે છે, ત્યારે પહેલાં નજરાણું નજર કરવું જોઇએ છે. એ વિચારથી તેણે પોતા સાથે આણેલાં બધાં નાણાં, મોટાં જવાહીરો, અને એ શિઆળનાં ચામડાં એક અમલદાર સાથે દુશ્મનના વજીરપર મોકલી, પોતાની અને લશ્કરની અડચણો જાહેર કરી.

વજીરે તુરત થોડા વખતની સલાહ કબૂલ કીધી; અને એ રીતે કેથેરાઇનની ચાલાકીથી તે વખતે રશિયનો મરતા બચ્યા.

હવે શાહ પીટરે પોતાની ચંચળ રાણીની ચાલાકીની બરાબર પીછાણ કીધી કે, ખચિત તે ગાદીને લાયક હતી. તેથી તેણે તેને તે હક્ક આપ્યો; એટલે તેને પોતાની ગાદીની ભાગીયણ દાખલ જાહેર કીધી. તે વેળા પીટર બોલ્યો હતો કે,—

"એ આપણ બધાને ઘણી કામની થઈ પડી છે; તેમાં વિશેષે કરીને એણે આપણને "પ્રુથ"ની લડાઇને વખતે મરતા બચાવ્યા છે."

આ પછી કેથેરાઇને પોતાની અક્કલથી પીટર ધી ગ્રેટ સાથે ગાદીએ બેશીને રાજ્ય ચલાવ્યું. તેણે પોતાનાં માતપિતાને ઢુંડી કાઢવાની

ગમે એટલી કોશેશો કીધી, પણ તે નિષ્ફળ ગઈ. અંતે એક ન ધારેલા બનાવથી તે કોની દીકરી હતી તે વાત જાહેર થઈ.

એક દિવસ કોઇએક મુસાફર એક ધર્મશાળામાં ગયો, જ્યાં તેણે એક જવાન સાથે કેટલાકોને લડતા જોયા. તે મુસાફર કે જે શાહ પીટરની દરબાર માંહેલો હતો, તે પેલા જવાનને જોઇ ચમક્યો, કારણ કે તેનો ચહેરો રશિયાની શહેનશાહબાનુ કેથેરાઇનના જેવો હતો. તેણે એ વિષે કાંઇક શક બતાવી દરબારમાંના પોતાના એક દોસ્તપર લખ્યું, જેણે તે સમાચાર ઝારને જણાવ્યા. ઝારે તે જવાનને દરબારમાં લઇ આવવા ફરમાવ્યું. પેલો મુસાફર તે જવાનને સમજાવી શાહ પીટરની દરબારમાં લાવ્યો. અહિં તે જવાનને પૂછવાથી જણાયું કે, "તે એક આબરૂદાર સોલજરનો બેટો હતો, પણ જ્યારે તે નાનો પારણામાં હતો, ત્યારે તેનો બાપ મરણ પામ્યો હતો. તેના મરણ સાથે તે દિવસથી તેની નાની બહેન પણ ગુમ થઈ ગઈ. તે સોલજરના મરણની ખબર મળી, પણ તે બાળકીની ખબર કદી મળી નહીં. એ વખતે તે ઘણો નાનો હતો. આ વાત તેને તેના પાળનારે કહી હતી."

તે જવાન કેથેરાઇનને એટલો બધો મળતો આવતો હતો કે કોઇપણ કહે કે તેઓ ભાઇ બહેન હતાં.

વળી ઝારે પેલા કાગળના કડકાનો વિચાર કીધો, કે જે નાનો કડકો ગુરૂ સ્કરંસ્કીએ કેથેરાઇનને આપ્યો હતો, અને કેથેરાઇને તે જાળવી રાખી પોતાના બાદશાહી ધણીને આપ્યો હતો, જેના ઉપર લખ્યું હતું કે,—"બચ્ચાં, મારાં બચ્ચાં"—

ઝારની ખાત્રી થઇ કે કેથેરાઇન તે જવાનની બહેન હતી, જેથી તેણે તેને કહ્યું,—

"આગળ આવી આ શહેનશાહબાનુનો હાથ ચુમ, આ તા-

રી બ્હેનને ભેટ."

એવું કહેવાય છે કે આ વેળા અજાયબીથી કેથેરાઇન બેહોશ થઇ ગઈ. તે શુદ્ધિમાં આવ્યા પછી પીટરે તેને કહ્યું કે, "તે તેના ભાઇને દુનિયામાં આગળ પાડશે." ત્યાર પછી પીટરે તેને કાઉન્ટ બનાવ્યો.

કેથેરાઈનનો ભાઈ કાઉન્ટ થયા પછી પોતાની પસંદગીની બાનુ સાથે પરણી સુખી થયો.

પીટર ધી ગ્રેટ ૧૭૨૫ માં મરણ પામ્યો. તે પોતાની રાણી કેથેરાઇનને શહેનશાહબાનુનો હક્ક આપતો ગયો, જે તેણે ઘણી ચાલાકીથી બજાવ્યો. બે વર્ષ અને થોડાક મહિના રાજ્ય ચલાવીને ૩૮ વર્ષની જવાન વયે તે મરણ પામી.

## ૪.

# શેહેનશાહબાનુ જોસફાઈન.

## કિસમતના લેખ.



અઢારમી સદીની અધવચ્ચે માર્તીનીકોના ટાપુપર જોસફાઇન ટાસર નામની એક અતિ રૂપવંતી બાનુ ત્યાંના સુંદર બંગલામાં વસતી હતી. તેની ખુશનુમા વાડી ફૂલ ફળાદિથી ઘણી ફળદ્રૂપ થયેલી હતી. એક ઘણાજ ગરમ દહાડાની સાંજે જોસફાઇન આ શુશોભિત મંડપમાંથી ઉતરી બહાર આવી, અને ખુલ્લી હવામાં ફરવાના ઇરાદાથી તે મનમોહન નાર આગળ વધી. ત્યાંનાં ફૂલો અને ફળો પોતાની સુગંધીની લપટથી તાજી હવાને ભરી નાંખવાને કોશેશ કરી રહ્યાં હતાં. આવી દિલખુશ હવામાં આપણી જવાન અને ખુબસૂરત જોસફાઇન આગળ ચાલી.

પોતાની દાસી યુફેમિયાની સાથે આ સુંદરી દૂર અને દૂર ચાલી. ઘડીકમાં તે પોતાનો મધુર હલક ત્યાંની હવા સાથે ભેળતી, અને ઘડીકમાં તેનું મીઠું હસવું તે શાંત હવામાં ખણખણાટ ઉપજાવતું. જેવાં આ સુંદરી અને તેની દાસી બંને આવી નિર્દોષ ગમ્મત મેળવતાં આગળ વધ્યાં, કે તેઓ એક હબસી છોડીઓના ટોળા આગળ આવી થોભ્યાં. આ હબસણ છોડીઓ ઉંચે દમે એક બુઢ્ઢી–ડાકણના દેખાવની બુઢ્ઢી–કાંઇ બોલતી ને બડબડતી હતી તે સાંભળતી હતી. આ બુઢ્ઢી ભૂતડી ભવિષ્ય જોનાર હતી.

ઝાડોની ઘટામાંથી જોસફાઇનનો નાજુક આકાર નીકળતાંજ તે

બુઢ્ઢીએ પોતાની કાળી તીણી આંખો ઉંચી કીધી, અને પોતાની તરફ ફેરવાયેલો હસતો ચહેરો અજાયબીથી તે નિહાળવા લાગી. જોસફાઇન તેની વધુ નજદીક ગઈ. જેવી તે તેની નજદીક જઇ લાગી, કે તે બુઢ્ઢીએ તેનો નાજુક રૂપેરી હાથ પકડયો, અને તેની હથેલીપરની ગુલાબી રેખાઓ પૂરા ધ્યાનથી જોવા લાગી. પછી—

"એ છોકરી, તારાં કાળાં ઝુલફાંમાં પરોવેલાં ખુશબોદાર ફૂલો જેટલાં સુગંધી અને તેજદાર છે, અને જેટલાં તે તારા સુંદર ચહેરાને તેમજ ઉંચા લલાટને દીપાવે છે, તેથી પણ વધુ તેજદાર ને ઝળકતાં ઝવાહીરો તારા દમામદાર શિરને શોભાવશે, યાને તું હવે પછી તારાં નરમ ભવાંની ઉપર બાદશાહી તાજ મેલશે. નહીં! મશ્કરીની ઢબે તું હસ ના, એ ખરૂંજ છે, મશ્કરીથી હસ ના." એવી ભવિષ્યની જાણકાર ડોશી બોલી. વળી તેણે વધુ જણાવ્યું કેઃ—

"વળી તે સાથે ગમગીની—ઉંડી ગમગીની પણ તારે માટે ભવિષ્યમાં છે. તારા અજબ જેવા ભવિષ્યમાં, મારી ખુબસુરત છોડી, તારા કરામતી કિસમતમાં, જેમ સુખ છે તેમજ દુઃખ અને ગમગીની પણ બેહદ ભેળાયેલાં છે."

રૂપેરી ચંગના મધુર અવાજ જેવો મીઠો હસવાનો અવાજ તે હવામાં ઘૂમી રહ્યો અને તેજ પળે ઝાડીઓ છૂટી પડી પાછી મળી ગઇ, યાને જોસફાઇન તે અજબ થયેલી બુઢ્ઢીના હાથમાંથી પોતાનો હાથ છોડવી લેઇ હસીને ત્યાંથી ઘર તરફ પાછી ફરી.

સૂરજ પોતાનાં છેલ્લાં કિરણો તે સુંદર ટાપુપર ફેંકતો હતો. તે અસ્ત પામતા આફતાબનાં ઠંડાં કિરણો આપણી જોસફાઇનની માનીતી ફૂલવાડીપર પથરાઇ તેને વધુ દીપાવતાં હતાં. સાંજનાં નરમ ને સોનેરી કિરણો તેમજ ત્યાં ભરચક થઇ રહેલાં ફૂલો કુંડાંઓમાં ઝુમા-

ઇ જતાં હતાં, અને પોતાના ચમકાટથી પોતાની જવાન શેઠાણીનું મગજ તર કરતાં હતાં. તે ફૂલોનાં કુંડાંઓની શોભિતી હારોની વચ્ચેથી ચાલી જતાં જોસફાઇનનું ધ્યાન બીજી તરફ દોડયું અને તેના ગાલોપર તે મંડપ માંહેલાં ગુલાબનાં ફૂલો કરતાં પણ વધુ ગુલાબી રંગ દીપી નીકળ્યો. તે હસતી હસતી નરમ પગલે ત્યાં જઇ ઉભી. ત્યાં તેનો અદરાયેલો વર વાઇકાઉન્ટ બોહારનીસ હતો. તે હમણાં એક હીંચકારોકી બેઠકપર અડધો અઢેલાઇને પડયો પડયો એક કાગળ વાંચતો હતો. તે વાંચવામાં તે એટલો તો ગુંથાયલો હતો કે ત્યાં કોણ આવ્યું તેનું પણ તેને ભાન રહ્યું નહીં. અંતે તે કાગળપર એકદમ ફૂલનો વરસાદ વરસતો જોઇ તેણે આંખ ઉંચી કરીને હસતી જોસફાઇન તરફ જોયું. તેણેજ તેનું ધ્યાન ખેંચવા ફૂલ નાંખ્યાં હતાં. પછી તે ત્યાં બેઠી અને કાગળ વિષે પૂછયું. તેના ખાવીંદે ખુલાસો કીધો કે, "તે કાગળ તેના ફ્રેંચ સગાઓ તરફથી આવ્યો છે; અને હમણાં સુધી તેઓ તેનાં થનારાં લગ્નની જે સામે હતાં તે વિષે તેમણે પોતાનો વિચાર ફેરવીને તેઓને લગ્ન કરવાની પરવાનગી આપી છે."

આખરે તેઓ લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયાં.

× × × × × × × × ×

આ વાતને થોડાંક વર્ષ વહી ગયાં છે. અને ફ્રાંસની દક્ષિણે એક રોણકદાર બંગલાનો સુંદર હૉલ આપણને જણાય છે.

એ શણગારેલા હૉલમાં આપણી સુંદર જોસફાઇન એક સોફાપર બેઠી છે, જ્યારે તેની પાસે તેનો ખાવીંદ વાઇકાઉન્ટ બોહારનીસ છે. જોસફાઇન એક માતાની વાજબી મગરૂરીથી પળેપળ નજર ઉંચકી પોતાનાં બે બાળકોપર ફેંકે છે. તેનાં આ બે બાળકો તે યુજીન અને

હોરટેનસ છે, જેઓ રમવાથી થાકી જઇ, થાક ઉતારવાને હમણાં પોતાની માતાના પગ પાસે આવી બેઠાં છે.

× × × × × × ×

અહા! સુખી જોસફાઇન! વર્ષો વહી જાયછે, અને તેની સાથે આ બેઢંગી દુનિયામાં તરેહવાર ફેરફારો થાયછે. જેમ આગલા સુખી દિવસો એક સ્વપ્ના પ્રમાણે ઝડપથી વહી જઇ દુઃખી દિવસો ઘણું-ઓપર આવેછે, તેમજ આપણી જોસફાઇન માટે પણ સમયે પોતાની પીઠ ફેરવી છે. આ સમય જોસફાઈનને માટે અતિ ગમગીની અને દુઃખ લેતો આવે છે.

× × × × × × ×

સૂરજ પોતાની આખા દિવસની રંજ પછી ધીમે ધીમે આસાએશના મહેલમાં આરામ લેવા જાય છે. તેનાં તેજદાર કિરણો હમણાં પારિસ જેવા દુનિયાના મોટા, ભપકાદાર અને મગરૂર શહેરપર પડે છે—જાણે તે તેજસ્વી સૂરજને પણ પોતાનાં કિરણો હજી પણ તે દમામી અને ફેશનેબલ શહેરમાંથી ઉંચકી લેવા ગમતું ના હોય. તેજ શહેર માંહેલા એક બંધીખાનામાંની બારીમાંથી આ અસ્ત પામતો સૂરજ પોતાનાં ધીમાં કિરણો એક દુઃખી નારપર ફેંકતો હતો.

આ અંધારી ગલીચ બંધીખાનાની કોટડીમાં એક બારીવાટેથી બે ચાર કિરણો અંદર આવતાં હતાં. ત્યાંના શરદીવાળા ભોંયરામાં એક પાટપર બેઠેલી દુઃખી નાર તે આપણી રૂપસુંદરી જોસફાઇન છે. તેની આંખો તદ્દન ગમગીનીમાં ડૂબેલી અને બારી તરફ ગોઠવાયેલી હતી. તે બેહદ દુઃખી અને ફિકરમંદ હતી, તેનું એક મોટું કારણ હતું. તેને જણાવવામાં આવ્યું હતું કે, કાલ સવારના સૂરજનો તડકો

તેને ગરદન મારવાના ઠીમચાપર પડશે. અને તેથી તે દુઃખી બાનુ હમણાં પોતાના આગલા બચપણના વખતની યાદ કરતી હતી.

જાણે તે આગલો વખત તે એક આરસીમાં જોઈ જતી હતી. તેના વિચારોવાળી આરસીમાં હજારો સુખી દિવસો ઝપાટામાં આવી તેની નજરે પડી ચાલી જતા.

અહા! તે સુખી વખત! તે દિલખુશ દેખાવો! તે સુખવાસી રાપુપરનું મકાન! ત્યાંનાં સુગંધી ફૂલો, ત્યાંનાં તાજાં ફળફળાદિ, અને તે વખતની તેની નિર્દોષ જીંદગી! વળી આ વિચારો પરથી તેની આંખ બીજા દેખાવો ઉપર ગોઠવાઇ.

વિચારની આરસીમાં તેની નજરે એક બીજો વખત દેખાયો, કે જે વખતે તે એક મહેલમાં પોતાનાં પ્યારાં બાળકો અને માનીતા ખાવીંદ સાથે વસતી હતી. અને પછી તેના ચહેરાપર એક ગમગીનીનું વાદળું ચઢી બેઠું. તેના ભરથારને રાજ્યવિરૂદ્ધ ફિતુરમાં સામેલ થવાના શક ઉપરથી પકડીને ગરદન માર્યો અને તેને કેદ કીધી. એવી રીતે તે બેગુનાહ નરનો જાન લીધો અને આ નિર્દોષ નારને મારવાની અણીપર હતા. એ બધી દુઃખી યાદોથી આપણી જોસફાઇનનું જીગર તુટી જતું હતું. તે ગરદન મારવાનો દેખાવ. ખાવીંદથી સદા છૂટી પડવાનો તે છેલ્લો દેખાવ, અને ત્યાર પછી તેને કેદખાને ઘસડી લઇ જવા, એ સઘળા વિચારોથી તે ગરીબ નારના અંગમાંથી ધ્રુજારી અને કમકમાટની લાગણી પસાર થઈ ગઈ. ગુલાબી રતાશ વગરના ફિક્કા ગાલોપરથી આંસુની ધારા વહેવા લાગી. એજ વખતે—એવા દુઃખી વખતે આપણી જોસફાઇનને પેલો વખત યાદ આવ્યો. તે જાણે આવે વખતે યાદ આવી તેની મશ્કરી કરતો હોયની. પેલી બુઢીયા ભવિષ્યજાણનાર, પેલી હબસણ છોડીઓનું ટોળું, અને તેઓની વચ્ચે તેણે

પોતાને ઉભેલી જોઇ. તે ભૂતડી બુઠ્ઠીના દરેક બોલ તેને યાદ આવ્યા.—

"તું તારાં ભવાંપર તાજ પહેરશે." "ઓ ખુદા! તે બુઠ્ઠી નાપાકે મને કેવી ઠગી હતી!" જોસફાઇને વિચાર્યું.

જેવી તે આ ખોટા વિચારોના ખ્યાલમાં હતી, તેવુંજ તેના ભોંયરાનું બારણું ઉઘડ્યું. એક શખ્સ અંદર આવ્યો, અને—

"બાનુ, તમે નિર્દોષ ઠર્યાં છો, તમને મારી મળી ચૂકી છે," એટલું કહીને ચાલી ગયો.

તે છૂટી થઇ—જ્યાં ગમે ત્યાં જવાને છૂટી થઈ.

× × × × ×

વખત ઘણો વહી ગયો છે. વખતના ચક્કરમાં આ દોરંગી દુનિયા ફરતીજ છે, તેમાં આપણી ખુબસૂરત જોસફાઇનના નસીબનું ચક્કર પણ ફરતુંજ છે.

આજે એક ડિસેમ્બર મહિનાનો ઠંડો દિવસ છે, પણ લોકો કોઇ તે ઋતુપર બિલકુલ ધ્યાન આપતાં નથી. તેઓ તો બસ એક પવિત્ર મકાનમાં જથાબંધ એકઠાં થાયછે.

નોટરડેમના દેવળમાં આજે અદના કે આલા–શું તવંગર કે ગરીબ, શું નાનાં કે મોટાં, શું જવાન કે બુઢ્ઢાં, શું મરદો કે ઓરતો, સઘળાં ટોળાબંધ એકઠાં થયાં છે. અહિં રોમના પવિત્ર પોપથી તે હલકામાં હલકો પેરીસીયનો સુધાં છે. તેઓ આજે પેલા મોટા ને અજીત શૂરા નેપોલિયન બોનાપાર્ટને અને તેની બાનુને તાજ પહેરાવવાની ક્રિયામાં સામેલ છે. આ જગજાહેર નેપોલિયન બોનાપાર્ટની બાનુ તે આપણી સુંદર જોસફાઇન ( એમપ્રેસ જોસફાઇન ) પોતે છે. તે ફરીથી પરણી છે.

બંદીખાનામાંથી છૂટવા પછી તે પોતાનાં બાળકોને મળી. ત્યાર-

બાદ પારિસની મોટી મંડળીઓમાં ભેળાવા લાગી.

વાઇકાઉન્ટેસ બોહારનીસ ( જોસફાઇન ) પારિસની વગવાળી મંડળીઓમાં અઢારમી સદીમાં એક તારા જેવી ગણાતી હતી.

આવી એક મોટે ખાંચરેની મંડળીમાં તેને નેપોલિયન બોનાપાર્ટ મળ્યો. ત્યારે તે ફ્રેંચ લશ્કરમાં ફક્ત એક જેનરલ હતો. તેને પહેલીજ નજરે જોસફાઇનિ પસંદ આવી, ત્યારબાદ તેઓ પરણ્યાં. તે પછી નેપોલિયન પોતાના ચઢતા નસીબે તમામ ફ્રેંચ પ્રજાનો વડો થયો અને અડધા યૂરોપપર હુકમ ચલાવવા લાગ્યો.

હમણાં તે મોટા દેવળમાં સઘળું ચુપ છે. અને દરેકની આંખો વખાણુથી જોસફાઇનના સુંદર અને નાજુક આકારપર ઠરેલી છે. જેવું તેના નાગણુ જેવા કાળા વાળોવાળા સુંદર માથા ઉપર એક આબદાર ઝવેરાંહીરતું તાજ મેલાયું, કે તે ગરીબ બાપડી ધ્રુજવા લાગી. તેની નમ્ર આંખોમાંથી આસુંઓ ખર્યા અને તેની પાંપણો તદન ભીંજાઇ ગઇ. તેણે ધાસ્તી વચ્ચે પોતાની ભીની ભારે પાંપણો ઊંચી કરી—અને તે પેલી ભૂતડીના દેખાવની ડોશીને જોવાની ઢપથી ઊંચી કરી. પણ ત્યાં તે ભવિષ્ય કહેનારી બુઢ્ઢી નહોતી. તે બુઢીયાના ખડતલ દેખાવને બદલે તેની નજરે પોતાના બહાદુર ખાવીંદની મગરૂર પણ પ્યારભરી આંખો તેને ટીકતી જણાઇ. તેના ખાવીંદે આજે શહેનશાહી તાજ માથે મેલ્યું હતું. અને ખરેખર આજ તેનાં નરમ ભવાંપર પણ શહેનશાહબાનુનું તાજ બિરાજતું હતું. એકવાર ફરી તે સુખી થઈ હતી. પણ શું તેમ હમેશ રહેશે, કે હવે પછી પણ તેને માટે દુઃખ બાકી છે ?

× × × × × × ×

ગરીબ જોસફાઇન ! હજી પણ તેના છઠ્ઠી લેખ પૂરા થયા

નથી અથવા કિસમતના કાળા લેખની કહાણી હજી બાકી છે. તેના ફિક્કા હોઠોમાંથી હાય ને અફસોસ કેમ નહિ નીકળે? આજે તે પાછી દુઃખી છે, આજ તે પોતાના દુઃખી કિસમતપર બેઠી બેઠી વિચાર કરેછે. તેની આસપાસ હજારો સુગંધી ફૂલો પોતાનો પમરાટ પાથરેછે, પણ ફોકટ. તે તે ફૂલોના પમરાટને આગળ પ્રમાણે ચહાતી નથી, તે ઉપર ધ્યાન પણ આપતી નથી; તેના બળતા કપાળપર તાજી હવા પોતાની ઠંડક રેડે છે, પણ તેનાથી પણ તે રાજી થતી નથી. વિચાર અને વિચારમાંજ તે ગીરફતાર છે. તેના નાજુક તૂટેલા જીગરમાંથી પળેપળ હાય નીકળેછે. એ બધાનું કારણ નેપોલિયન પોતેજ છે. તે એકલપેટાએ આ ગરીબ નારને દુઃખી કીધી છે. તેણે પોતાની બાનુ જોસફાઇન સાથે છૂટાછેડા મેળવી, ઓસ્ત્રિયાની આર્ચ ડચેસ સાથે શાદી કીધી છે. જોકે તેણે જોસફાઇનને શહેનશાહબાનુ દાખલ દરજ્જો જાળવવાને દરેક છૂટ મૂકી છે, પણ તેથી શું વળ્યું. તેના ખરા સુખનો નાશ થયો છે. આ પછી થોડા વખતે આ ખુબસૂરત પણ કમનસીબ જોસફાઇન હમેશની ઉંઘમાં ઉંઘી. તેને છેલ્લી આરામગાહપર (દફનાવવા) લેઈ જતાં એક મોટી મીજલસ ગરીબ તેમજ તવંગર લોકોથી બનેલી હતી. તે તમામ ટોળું રડતું રડતું તેના જનાજાની પુંઠે ચાલેછે.

× × × × × ×

ફ્રાન્સમાં એક જગ્યાએ એક આરસપહાણના કકડા ઉપર તેનાં બચ્ચાંઓને હાથે તેની કબરપર તેનું નામ "જોસફાઇન" કરી કોતરાયેલું નજરે આવેછે.



## ૫.

# મેરિયા થેરીસા.

મેરિયા થેરીસા, તે જર્મનીની શહેનશાહબાનુ, હંગેરી અને બો-હીમિયાની રાણી અને ઓસ્ત્રિયાની આર્ચ ડચેસ–શહેનશાહ ચાર્લસ છ-ઠ્ઠાની બેટી થતી હતી.

ઈ. સ. ૧૭૧૭ ની સાલના મે માસની ૭ મી તારીખે તેનો જન્મ વિ-એના શહેરમાં થયો હતો. ઓસ્ત્રિયાના દરબારના રિવાજ મુજબ તેને તેના જન્મને દિવસેજ બેપ્ટિસમ આપવામાં આવ્યું હતું. અને એવું કહે-વાયછે કે તે ક્રિયા ભારે ધામધુમથી થઈ હતી. તેના ચઢતા નસી-બની અગમચેતી પહેલા દિનથીજ સર્વેને જણાવા લાગી.

એના જન્મની એક વર્ષ આગમચ, તે તાજનો વારસ બેટો જન્મ્યો હતો. તે બાળક બાળ અવસ્થામાંજ મરણ પામવા પછી આ સુંદર આર્ચ ડચેસના જન્મે સૌનાં દિલ ખુશીથી તર કરી નાંખ્યાં. આ-થી તેના જન્મથીજ તેને હાઉસ ઑફ હેપ્સબર્ગની આશા, અને તે-મો નામીચા રાજ્યની વારસ ગણવામાં આવી.

એક બાનુનું ભેજું જેટલી ચપળાઈ બતાવી શકે, તે કરતાં પણ વધુ ચપરાકી તે નાનપણથીજ દેખાડીને, પોતાના તાલેવંત ભવિષ્યને જોવા લાગતી હતી. તેનો માનીતો અભ્યાસ, તે તવારીખ અથવા ઇતિહાસ હતો. તેણે લાટિન, ઇટાલિયન અને ફ્રેંચની પાકી કેળવણી લીધી હતી. વળી વાજીત્ર વિદ્યામાં પણ તે સંપૂર્ણ હતી.

તેનો જાતિ સ્વભાવ ઘણોજ માયાળુ હતો. ભયની વેળા તે સા-વધ અને મક્કમ રહેતી; અને જ્યાં કોઇ મર્દની અક્કલ પણ ઘડી

જાય, ત્યાં તે પોતાની સમયસૂચકતાથી ખીલી નીકળતી. તેના બાપ છઠ્ઠા ચાર્લસની પૂર મરજીથી તેનાં લગ્ન લૉરેનના પ્રિન્સ ફ્રાન્સીસ સ્ટીવન સાથે કરવામાં આવ્યાં. એ શાહજાદો ૧૭૨૧ માં મુસાફરી કરતો કરતો વિએના શહેરમાં આવ્યો હતો.

હેપ્સબર્ગની વારસ મેરિયા થેરીસાનાં આ લગ્ન કાંઈ "મોટે વાંધે" નાં તરીકે કહેવાય નહીં. કારણ કે તેનો ધણી, પોતાની ધણીયાણીના બાદશાહી વારસામાં અને અખૂટ દોલતમાં ઉમેરો કરવા, કંઇજ નહીં પણ ફક્ત પોતાનો નામીચો ખેતાબ લાવ્યો હતો. તે છતાં પણ એક સાચા વફાદાર વહાલે તેઓ બંનેને જીંદગી સુધી એકમેક સાથે સુખમાં જોડી રાખ્યાં હતાં.

રાજ્યની લગામ હાથ ધરતાંજ તેને તોફાન નડવા લાગ્યાં. પણ હમેશની ઠરેલ, મક્કમ મેરિયા થેરીસાએ પોતાના ભેજાની મદદથી પોતાના નાજુક હાથમાંથી તે લગામને સરી પડવા દીધી નહીં.

તેના પિતાના મરણથી જર્મનીને એવો ખયાલ આવ્યો કે આસ્ટ્રિયાને એક ફટકો લગાવવો. "સેકસની" "બેવેરિયા" અને "પ્રુશિયા" એ ત્રણ રાજ્ય જવાન શહેનશાહબાનુનાં હરીફ હતાં; પણ જ્યારે સેકસની અને બેવેરિયા પોતાની સત્તાથી હુકમ કરતાં હતાં, ત્યારે પ્રુશિયાના રાજા ફ્રેડરિક ધી ગ્રેટે આવી, તેના અમલ તળેનું "સેલેશીયન" રાજ્ય ઘેરી લીધું, ત્યારેજ મેરિયા થેરીસાએ પોતાની હંગેરીયન રૈયત પાસે મદદ માગી, અને બહાદુરીથી તેઓ તેમ કરવા તૈયાર થયા. તેણે એક સ્વદેશાભિમાનીનો સાધારણ વેશ પહેરી, પોતાના બાળક બેટાને પોતાના હાથમાં લેઇ દરબારમાં દાખલ થઇ, પોતાની રૈયત પાસે મદદ માગી, કે તુરતજ સર્વે લડવૈયાઓનાં પહેરણમાંથી સમશેરો વીજળીની માફક ચમકતી બહાર ઉછળી પડી. અને તે કુશાદે કચેરી

" Moriamur proroge nostro Maria Therasia " ના પોકારથી ગાજી ઉઠી, જેનો અર્થ—"હમે હમારાં શહેનશાહબાનુ મેરિયા થેરીસા માટે જાન આપીશું" નો થાયછે.

પોતાની જીંદગીના છેલ્લા દિવસ સુધી તેણે ભારે અેહેશાન સાથે પોતાની વફાદાર રૈયતના બોલેલા આ પોકાર યાદ રાખ્યા. હંગેરીયનોએ તેની રાજગાદી બચાવી, જેની કૃતજ્ઞતામાં એવું માલમ પડેછે કે તેણે મરતી વખતે પણ તેઓ ઉપર ઉપકારનો પત્ર લખી મોકલ્યો હતો.

લૉરેનના શાહજાદા ફ્રાન્સીસ સ્ટીવન, તે આપણી મેરિયા થેરીસાના ધણીને ૧૭૪૮ માં જર્મનીનો શહેનશાહ બનાવવામાં આવ્યો. અઢાર વર્ષ સુધી તેઓએ શાંતિ અને સુખમાં રાજ્ય ચલાવ્યું. તેનાં બચ્ચાંઓ જેઓ આર્ચ ડયુક અને આર્ચ ડચેસના ખેતાબે ઓળખાતાં હતાં, તેઓની સંખ્યામાં વધારો થતો ગયો. એની સૌથી નાની લાડકી બેટી, તે કમનસીબ "મેરીએનટોયનેટ" હતી. એઓ બંનેના સ્વભાવ એક મળતા હતા. એક વેળા જે કાંઇ કરવાને તેઓ મનપર લેતાં, અથવા હુકમ કરતાં, તે કદી ફેરવતાં નહીં. આગલા એક ન્યુસપેપરપરથી માલમ પડેછે કે, પ્રોફેસર કવેલ, જે પહેલાં એક ખેડુતનો છોકરો હતો, અને પાછળથી પોતાની હોંશિયારીએ કોર્ટોમાં જગ્યા લેવા પામ્યો હતો, તેને શહેનશાહબાનુએ એક વખત પોતાની સાથે "ડેન્સ" કરવાનું (નાચવાનું) મોટું માન ભર્યું ઇજન કીધું. પણ "અફસોસ! નામદાર બાનુ!" તે ઝંખવાઇ ગયલો પ્રોફેસર અચકીને બોલ્યો, " મને તે આવડતું નથી."

પણ મેરિયા થેરીસાએ તે કાંઇ સાંભળ્યું નહીં. તેણે કીધેલો ઠરાવ કાંઈ ફરે? અંતે હાજર રહેલાંઓની ભારે રમુજ વચ્ચે, તે બા-

પડા પ્રોફેસરને લથડતે પગલે જેમતેમ "ડૅન્સ" કરવાની ફરજ પડી.

તે શાંતિના દિવસો પછી તોફાની લડાયક દહાડાઓની શરૂઆત થઇ. મેરિયા થેરીસા જેટલી મજબૂત પ્યારની લાગણી ધરાવતી હતી, તેટલીજ સખ્ત ધિક્કારની લાગણી પણ તેનામાં હતી. તે પોતાના ઉછળતા જીગરના ખાલેસ ગરમ વહાલથી પોતાના સાદા હસમુખા ધણીને ચહાતી હતી. તે કદી નહીં ફીટે તેવા કટ્ટા ધિક્કારથી પ્રુશિયાના શહેનશાહ ફ્રેડરિક બીજાને ધિક્કારતી હતી. ફ્રેડરિક બીજાના હાથમાંથી પોતાના "સેલસિયન" રાજ્યને બચાવવા, તેણે ગુપ્ત રીતે ઘણું કીધું હતું. એક વેળા દોસ્તીના હક્ક તરીકે ફ્રાંસના પંદરમા લુઇની માનીતી ડચેસ ડી-પૉમપૅડોર ઉપર તેણે એક કાગળ લખ્યો, એવી આશાથી કે તે ફ્રાંસના રાજાને મદદ માટે પોતા તરફ ઉશ્કેરશે. વળી તેણે ઈંગ્લંડના આલેતુજાર રાજ્ય ઉપર પણ લખી જોયું. ઘણું ઘણું કીધું; પણ તેની આશા બર આવી નહીં. ઇતિહાસમાં નામાંકિત થયેલી આ લડવૈયણના હાથમાંથી અંતે પણ સેલસિયન રાજ્ય ફ્રેડરિક બીજાએ ખુંચવી લીધું.

આ લડાઈ પછી તે હવે જુદા આકારમાં આપણી સામે દેખાવ દે છે. તેનાં બાળકો હવે જવાન વયે પહોંચી ચુક્યાં છે; અને તે પોતે દિન ઉગતે વૃદ્ધાપા તરફ વધતી જાયછે. તે પોતાના રાજ્યની દરેક હીલચાલોનો જાતે રિપોર્ટ વાંચતી; અને જ્યારે તે થાકતી, ત્યારે તેની દાસી કાઉન્ટેસ હૅરોનીમસ તેની આગળ બેશીને વાંચતી.

આવી રીતે જ્યારે તે આખો દિવસ પોતાના રાજ્યના દરેક કામમાં ભાગ લેવામાં રોકાતી, ત્યારે તેનો હમેશનો રમતિયાળ ધણી પોતાનો વખત રમુજી ખેલો અને હાસ્યજનક નાટકોમાં કાઢતો; તે છતાં પણ મેરિયા થેરીસા આ પોતાના સુસ્ત ધણીને ચહાતી હતી. કદી કોઇપણ રાજકર્તી શહેનશાહબાનુએ પોતાના ધણીને આટલું

વહાલ બક્ષ્યું નહીં હશે. જ્યારે ૧૮ મી આગસ્ટ ૧૭૬૫ ને રોજ તે ઇન્સબ્રુક ખાતે માથે લોહી ચઢી જવાના મરજથી એકાએક મરણ પામ્યો, ત્યારે તેની ગમગીનીએ ખરેખર એ પ્યારની પુતળીના જાનને ધાસ્તીમાં લાવી નાંખ્યો. એક આખી રાત સુધી તે સ્થંભ–પુતળા માફક સુકી આંખો સાથે બેશી રહી; અને અંતે જ્યારે તેની દિલગીરી તેના જીગરમાં નહીં સમાયાથી બહાર ફાટી નીકળી, ત્યારે તે અતિ ઘણી ભયંકર હતી.

તે દિવસથી તેની આખી જીંદગીમાં જબરો ફેરફાર થયો. તેણે પોતાના વાળ ટૂંકા કપાવી નાંખ્યા, પોતાના અમૂલ્ય પોશાકો કચેરીની બાનુઓમાં વહેંચી નાંખ્યા.

પોતાના વપરાશવાળા દરેક ઓરડામાં તેણે શોકના કાળા પડદા ટંગાવ્યા. અને તેની જીંદગીનાં બાકીનાં બીજાં પંદર વર્ષ તેણે ઘણીજ કડવાસથી સુખ વગરનાં પસાર કીધાં; તોપણ એક રાણી તરીકે તેણે પોતાના રાજ્યની દરેક બાબતો હાથમાં રાખી હતી.

ઓગણત્રીસમી નવેમ્બર ૧૭૮૦ ને દિવસે, તે પણ આ તકલીદી દુનિયા છોડી ગઈ. તેના હુકમથી તેનું કોફીન આગમજથી તૈયાર કરી મેલ્યું હતું. તેણે પોતાના મરણનો પોશાક પોતાને હાથેજ સીવી રાખ્યો હતો. આ બધા ઉપરથી જણાયછે, કે તે પોતાના મોતને માટે તમામ શાંતિથી તૈયાર થઇ બેઠી હતી.

તેની ચાલચલણ જો કે આટલી વખાણવા જોગ હતી, તોપણ તે કાંઈ ખામીથી તદ્દન દૂર તો હતીજ નહીં. હેપ્સબર્ગ ખાનદાનની મગરૂરી અને એક જાતની હઠીલાઇ તેનામાં ઓધે ઉતરી હતી. બીજાની વાતમાં માથું મારવાની તેને કઢંગી ટેવ હતી, જે એક રાજ-

કર્ત્તી શહેનશાહબાનુને છાજે તેવી નહીં કહેવાય. આટલું છતાં પણ તે માયાળુ, પ્રજા તરફ દિલસોજી ધરાવનારી, પોતાના બાળકોને સારી શિખામણ દેનારી અને પોતાના ધણીને બીજો ખુદાજ માની માન આપનારી તરીકે ઇતિહાસમાં પંકાયેલી છે. આ બધા ઉપરથી, આ શહેનશાહબાનુને તવારીખમાં ખરી ભાગ્યશાળી અને કીર્ત્તિવંત ગણવામાં આવી છે.



૬.

# ફ્રાંસની રાણી મૅરી ઍનટોઈનેટ.

મૅરી ઍનટોઇનેટ, તે ફ્રાંસના નબળા રાજા સોલમા લુઇની કમનસીબ મોહોરદારની જીંદગીનું વૃત્તાન્ત ખરેજ વાંચવાજોગ છે.

ઑસ્ટ્રિયાની શહેનશાહબાનુ મેરિયા થેરીસાની એ લાડકી બેટી હતી. તેણે પોતાની બાળવય ઘણાજ લાડ અને સુખમાં પોતાના જન્મસ્થાન વીએનાના રાજમહેલમાં કાઢી હતી. પંદર વરસની જવાન વયે, તેની સગાઇ ફ્રાન્સનો રાજા સોળમો લુઇ, જે તે વેળાએ ફક્ત એક પાટવી કુંવર હોવાથી "ડૉફીન" તરીકે ઓળખાતો હતો, તેની સાથે કરવામાં આવી. અને આ પોતાની ઉઘરતી જવાન વયે તે રાજકન્યા પોતાનું રાજવંશી મહિયર છોડી, બાદશાહી સાસરિયાંઓ તરફ ગઇ.

"પનોતો પુત પારણામાં ને આવતી વહુ બારણામાં." આ કુહેવત મુજબ આપણે તેના ફ્રાંસમાં દાખલ થવાના પહેલા દિવસની નોંધ લઇએ.

"નાનસી"ના નાના ગામડામાં ગાડીઓની મોટી હાર લાગી હતી, જેઓમાંની પહેલી ગાડીમાં આ રાજકન્યા મૅરી ઍનટોઇનેટ, જે તે વેળાએ માત્ર "ડોફીનેસ" તરીકે હતી, તે પોતાની દાસીઓ સાથે પૂર ભપકામાં બેઠી હતી. આગળ ચાલતાં એક અસલ ખાનદાની બૅરન મૅશન રૅના કિલ્લામાં, તે પોતાની આ મુસાફરી દરમ્યાન થાક ખાવાને ઉતરનાર હતી. અંતે તે સોનાનો ઢોળ ચડાવેલી બાદશાહી ગાડી આવીને બૅરન મૅશન રૅના મકાન આગળ ઉભી.

ગાડી ખુલતાંજ માંહેથી જવાન ડૉફીનેસ બાદશાહી અદાથી ઉ-

તરી. તેનો પોશાક તદ્દન સાદો હતો અને તેના ચળકાટભર્યા વાળ, બાદશાહજાદીની માફક કપાળ ઉપર પથરાયેલા હતા. તે એક પરી સમાન ખુબસૂરતી ધરાવતી હતી. આજસુધી કોઇપણ રાણીની કુદરતી ખુબસૂરતી મૅરી ઍનટોઇનેટની બરાબરી કરી શકી નથી. તેની આંખોમાં દયા તેમજ ધિક્કાર બંન્ને સમાયેલાં હતાં. તેનું નાક ઘણા સરસ આકારનું હતું. તેનો ઉપલો હોઠ સુંદર, પણ નીચલો હોઠ તેની સત્તર બાદશાહી પેઢી મુજબ જાડો ને ઉપસેલો હતો. તેનો ચહેરો મનોહર, ગરદન મરોડદાર, અને ખમા કુદરતની એક અજાયબી બતાવનારા હતા. તેના હાથ જાણે બાદશાહી ચલાવવાનેજ સરજાએલા હતા. એક પળે તે ગુસ્સાવાળી થતી તો બીજી પળે માયાળુ અને પટામણી બનતી. તે લોકોને એવી રીતે નમતી કે બીજી કોઇ પણ રાણી યા શાહજાદી એ પ્રમાણે પોતાની પ્રજા તરફ વર્તતી નહીં. તે ઘણીજ નરમાશથી, મીઠા હસવા સાથે, પોતાની ડોક નમાવતી, જાણે તે તેઓ બધાને બતાવવા માગતી હોય કે, તે ડોફીનેસ નહીં પણ એક સાદી બાનુજ હતી.

"ઓ! આ કેવી સુંદર જગ્યા!" ગાડીમાંથી હેઠે ઉતરતાંજ તે બોલી, "કેવાં શોભિતાં ઝાડ! અને કેવો રોણકદાર પુરાતન કિલ્લો! આહા! આવી તંદુરસ્ત હવાની અંદર આવાં અમૂલ્ય ઝાડોની ઘટામાં બેશી ફૂલોની મીઠી સોડમ લેનાર કેવાં ભાગ્યશાળી હશે!"

અહિં તે મકાનનો માલેક બૅરન મૅશન રે, તેનો જવાન બેટો શીવેલીયર ફીલીપ મૅશન રે, અને બેટી મૅડમોઈઝીલ ઍનડ્રી, એમણે આવી પોતાની ઓળખ આપી.

"માનવંત બાનુ!" બૅરન મૅશન રે નમીને બોલ્યો, "મારા ગરીબ મકાનને આજ રોજે તમોએ ઘણું મોટું માન આપ્યું છે, જે

મને તેમજ મારા મકાનને બિલકુલ છાજતું નથી."

"હું જાણું છું કે આ મકાન એક વૃદ્ધ સોલજરનું છે." ડોરીનેસે જવાબ વાળ્યો. "મારાં માતાજી શહેનશાહબાનુ મેરિયા થેરીસા, જે એક ઘણુંજ નામાંકિત લડવૈયાં છે, તેમણે મને ઘણી વેળા કહ્યું છે, કે તમારા દેશમાં જેઓ કીર્ત્તિમાન હોયછે, તેઓ પૈસેટકે ઘણા ગરીબ હોયછે." અને આહિં ડોરીનેસે પોતાનો રૂપાળો હાથ લાંબો કરી, બૅરનની બેટી ઍનટ્રી તરફ ધર્યો.

"વહાલાં બાનુ! મારે માટે તમે એક દૂધનું પ્યાલું લાવવાની મહેરબાની કરશો? હું આહિંજ બાગમાં થોભીશ." ડોરીનેસ બોલી. કારણકે તે ચંચળ શાહજાદી પેલા બૅરનની ગરીબાઇ બહારથીજ સમજી ગઇ હતી.

થોડા વખત પછી બૅરનના બુઢ્ઢા નોકર "લા બ્રાઇએ" નવાં કપડાં પહેરી હસતો હસતો આવી, ડોરીનેસને મોટા માન સાથે નમી, એક સુંદર કમાન રોકી ફૂલોની નાની બંગલી તરફ વધવા અરજ કરી.

ડોરીનેસ એક પગમાં બચ્ચાની પેઠે તે વાડી આગળ દોડી ગઇ. ગુલાબ, મોગરા, ગુલછડી અને ચંબેલીનાં તમામ સુગંધી ઝાડોથી ઘેરાયલી એક નાની બંગલીમાં એક અંડાકૃતિ ટેબલ ગોઠવેલી હતી, જેના ઉપર ડેમાસ્કના સફેદ કપડાનું પડ હતું. તે ટેબલના ઉપર રૂપેરી તાસકમાં શુશોભિત, મોંઘી ચીજો ગોઠવેલી હતી.

પરદેશનાં સ્વાદિષ્ટ રસદાર ફળો ઘણીજ સરસ હારમાં ત્યાં મૂકેલાં નજરે આવતાં હતાં. ઍલપોની બીસ્કીટ, માલ્ટાની નારંગી, અને અસાધારણ કદનાં મોટાં લીંબુ જોવા લાયક છાબડીની અંદર સુઘડતાઇથી ગોઠવેલાં હતાં. શરાબો (દારૂ) ઘણી ઉંચી જાતના અમૂલ્ય ઇરાની જામમાં, લાલ અને પોખરાજના જેવા ચળકતા ને હાલતા જણાતા

હતા, અને તે સર્વેની વચમાં મોતીના એક નાના પ્યાલામાં ડોશીનેસ-ને જોઇતી ચીજ–ચોખ્ખું તાજું દૂધ ભરીને મૂકેલું હતું.

"મેં ધાર્યું કે તમે ગરીબ હાલતમાં હશો બૅરન, પણ આ શું?" ડોશીનેસ મેરી ઍનટોઇનેટે સવાલ કર્યો. "વળી હું તમને કોઇને પણ ચેતાવ્યા વગર અહિં ચોભી છું. શું તમને મારી હાજરી વિષે કોઈ ફીરેસ્તાએ આગમચથી ચેતવણી આપી હતી?"

"મેડમ!" બૅરન તે શાહજાદીને ખુરસી આપતાં બોલ્યો, "મને કોઇપણ ફીરેસ્તાએ આ ખબર આપી નહોતી."

"ત્યારે કોણે?"

"એક ઇલ્મીએ. જો કે હું ઇલ્મને માનનારો નથી, તોપણ જે માનભર્યો આવકાર તેને લીધે મેં તમોને આપ્યો છે, તે માટે હું તેનો સદા આભારી રહીશ. એક દશ મિનિટ આગમજ તો મેં આ જગ્યા ખાલી જોઇ હતી." બૅરનના આ ખુલાસાથી જવાન ડોશીનેસ ઘણી હેરત થઇ.

"બૅરન મેશન રો, મારી મરજી પરિપૂર્ણ કરવા ખાતર તમારે મને તમારો ઇલ્મી બતાવવો જોઇયે. તે ક્યાં છે? તમે તેને કયી પેટીમાં છુપાવ્યો છે?"

"નામદાર બાનુ! તેનામાં એટલું જોર છે કે તે મને તેમજ મારા મકાનને એક પેટીની અંદર મેલી દે." બૅરન બોલ્યો.

"મારી અજાયબી તમે ઘણી વધારો છો. હું તેને મળવા માગું છું."

બૅરને તુરત પોતાના નોકર "લા બ્રાઇ"ને હુકમ કીધો, "જા, ઇલ્મી જોસફ બાલઝમોને કહે કે નામદાર ડોશીનેસ તમને મળવા માગેછે."

"જોસફ બાલઝમો," ડૉશીનેસ બબડી, "કેવું સારૂં નામ!"

એક મિનિટ ચુપકીદીમાં પસાર થઇ ગઈ. ઝાડની પછવાડેથી કોઇનાં પગલાં સંભળાયાં. ડાળીઓ આઘી પાછી કરી એક પળમાં જોસફ બાલઝમો મૅરી ઍનટોઇનેટના મોં આગળ આવી ઉભો.

તે ત્રીસથી બત્રીસ વરસનો લાંબો પાતળો જુવાન હતો. તેનો બાંધો જો કે પાતળો હતો તોપણ કાંઈ અજબ મક્કમ દીસતો હતો. તેની કાળી ભમર જેવી આંખોમાં સર્વે ચમત્કાર સમાયલો હતો. તેની તેજી આંખ જે કોઇ આદમી ઉપર ફરે, તેનું જાણે જીગર વાંચી લેતી હોય એમ દીસતી. તેના ચહેરાપરની શામળી કાળાશ તેના ગરમ દેશના સાક્ષી આપતી હતી. તેનો ઘાટઘટમ, પણ અતિ ઘણો મનમોહન, તેના દાંત દૂધ જેવા, પગ લાંબા અને હાથ ટૂંકા પણ જોરદાર હતા.

બાલઝમો ડૉશીનેસને નમી, તેની આંખો તરફ એકસરખી પણ આનભરી રીતે જોવા લાગ્યો.

"બૅરન મેશન રો જે શખ્સ માટે બોલતા હતા, તે જો તમેજ હો, તો નજદીક આવો, કે એક ઇલ્મી શખ્સ કેવો હોય તે હું બરાબર જોઉં." ડૉશીનેસની મીઠી જુબાનથી રૂપેરી અવાજમાં હરફો નીકળ્યા.

ઇલ્મી બાલઝમો એક ડગલું આગળ ભરી, નમી, તેનો બીજો હુકમ સાંભળવા ઉભો.

"બૅરન મેશન રોને તમે શી રીતે મારા આવવાની ખબર આપી હતી?"

"નામદાર બાનુ!" તે ઇલ્મીએ પોતાની જુબાન ખોલી. તેનો સાદ સાંભળનારાઓને વિચિત્ર ઝણઝણી પેદા કરે તેવો હતો. "ફક્ત

એક પાણીના નિર્મળ બીલોરી પ્યાલામાં જોતાંજ મેં જાણ્યું કે તમે તમારી બાદશાહી મુસાફરી દરમ્યાન અત્રે થોભશો."

"ત્યારે મારૂં ભવિષ્ય તમે આ શરાબના શીસામાં જોઇને કહો." ડાશીનેસે ફરમાવ્યું.

"નામદાર શાહજાદી ! તમે મને ઘણું જોખમભર્યું કામ સોંપોછો, જે હું બજાવી શકતો નથી."

"મેં તમને હુકમ કીધો છે, સાહેબ." તે ગુસ્સાથી ઘૂરકીને બોલી.

"મને 'કલામે રબ્બાની' (ખુદાઇ હુકમ) ફરમાવે છે કે, મારે ચુપ રહેવું." ઇલ્મી બાલઝમો બોલ્યો.

"હા, કારણ કે તમને કશું આવડતું નથી. તમે એક બુઢ્ઢા શખ્સનું મન ઢોંગથી ધૂતી શકયા, પણ હવે હમારી આગળ તમે ખુલ્લા પડયા છો"

"બાનુ!" બાલઝમો ગુસ્સામાં આવી ગાજીને બોલ્યો, "હું તમને તમારૂં નસીબ કહેવાને તૈયાર છું, જે જાણવા તમારૂં અજ્ઞાનપણું તમને આટલી ઉશ્કેરણી કરી રહ્યું છે." આ બોલો એવા તો ધમકીભર્યા સાદમાં બોલાયેલા હતા કે, તે સાંભળનારાંઓનું લોહી તેમની નસોમાં બંધાઇ ગયું.

એવું કહેવાયછે કે આ વેળાએ જુવાન ડાશીનેસને તેની એક બુઢ્ઢી દાસીએ શીખામણ દેઇ ચુપ રહેવા કહ્યું હતું, પણ તેણે તે માન્યું નહીં, અને બાલઝમોને પોતાનું ભવિષ્ય જોવા કહ્યું.

"આપણ બન્નેએ એકલાં રહેવું જોઇએ." તે ઇલ્મી શખ્સ બોલ્યો. "કારણ કે જે તમારા ભવિષ્ય વિષે બોલાય તે આખા ફ્રાંસને માટેનું છે."

તુરતજ સર્વ જણ ત્યાંથી દૂર ખશી ગયાં.

"હું તમારા નસીબનો એક શોકાતુર આગમસૂચક છું, તે માટે દિલગીર છું." બાલઝમોએ કહ્યું.

"ત્યારે એ ઉપરથી જણાય છે કે મારે માટે દિલગીરીઓ છે?" ડોફીનેસે કંઇક નરમ સાદે પૂછ્યું.

"હા, ધણી."

"પહેલાં બોલો, મારૂં કુટુંબ સુખી રહેશે? હું મારા મહિયર માટે પુછુંછું."

"ઓ! તમારી દિલગીરી તેઓને લગતી નથી. તે વાદળ તો તમારા સાસરાપર ઘૂમે છે."

"ફ્રાંસના ત્રણ શાહજાદાઓનાં નસીબ કેવાં છે?" તેણે પૂછ્યું

"તેઓ ત્રણે રાજ્યગાદીએ બેસશે."

"ત્યારે શું મને ફરજંદ નહીં થશે?" ડોફીનેસે ફિક્કે ચહેરે પૂછ્યું.

"થશે. પણ તેઓના નસીબમાં રાજ્ય નથી." ઇલ્મીએ કહ્યું.

"પણ હું રાણી થઇશ કે?"

"હા, મેડમ! પણ ખુદા તમને રાણી નહીંજ બનાવત તો બહુ હતું."

ડોફીનેસ તિરસ્કારથી હસી.

"ફ્રાંસ દેશમાં પહેલાં દાખલ થતાંજ જે વીજળીનો કડાકો તમારી ગાડી ઉપર પડયો હતો, તે માટે તમે શું ધારોછો?"

"કંઇપણ નહીં."

"તે એક અપશુકન હતા, બાનુ! તે તમારા બુરા ભવિષ્યની ચેતવણી હતી." બાલઝમોએ ખુલાસો કર્યો.

ડોફીનેસે થોડીક પળ પોતાનું શિર નીચું નમાવી રાખ્યું. પછી એકાએક તેણે પૂછ્યું,—

"બોલો, હું કેવી રીતે મરણ પામીશ?"

બાલઝમો ચુપ રહ્યો.

"બોલો!"

"હું હિંમત કરી શકતો નથી."

"મારી મરજી છે કે તમે તે કહો." તે દ્રઢતાથી બોલી.

"દયા કરો, તમારા પોતાનાજ ઉપર દયા કરો."

"કહો આજ પળે, નહીંતો હું માનીશ કે આ સર્વે ઢોંગ છે. આસ્ત્રિયાની શહેનશાહબાનુ મેરિયા થેરીસાની બેટી મૅરી ઍનટોઇનેટ જોસફ, આર્ચ ડચેસ ઑફ આસ્ત્રિયાની મજાક કરતાં સંભાળજો! જેના હાથમાં ત્રણ કરોડ આદમીઓનાં નસીબની દોરી પકડાયલી છે, તેને ઠગવા પહેલાં સંભાળજો!"

આ ઠરાવથી તેમજ તિરસ્કારભર્યા ટાણાથી બાલઝમોની કાળી આંખોમાંથી ગુસ્સાની ચીણગારી ચમકી નીકળી. તેણે પેલી શરાબની જામ ઉઠાવી એક અંધારા ખાડામાં મેલી. ત્યારબાદ ડોફીનેસનો હાથ ઝાલી, તેને તે ખાડા નજદીક લઈ ગયો. પછી "તમે તૈયાર છો?" એમ તેણે તે મગરૂર શાહજાદીને પૂછ્યું, કે જે પેલા ઇલ્મીની આ ઉતાવળી વર્તણુકથી ગભરાઇ ગઇ હતી.

"હા."

"તમારા ઘુંટણપર પડો! તમારા ઘૂંટણપર પડો! અને તમારી આ મોટાઇનો છેડો આવી રીતે ના આવે, તે માટે ખુદાની બંદગી કરો. જુઓ! ત્યાં જુઓ!"

ડોફીનેસે તે જામની અંદર કંઇક ધારતીથી જોયુ, અને બીજીજ પળે તે એક જબરી ચીસ સાથે તમ્મર ખાઇ ભોંયપર બેહોશ તૂટી પડી.

આ અવાજથી સૌ કોઇ ત્યાં દોડતું આવ્યું, પણ આ ગભરા-

ટનું મૂળ કારણુ પેલો ઇલ્મી આદમી જોસફ બાલઝમો તો ગુમ થઇ ગયો હતો.

શુદ્ધિમાં આવ્યા પછી તેણે પોતાની જીંદગીનો અંત શી રીતે આવનાર હતો, તે માટે કોઇને કહ્યુ નહીં, પણ નાદુરસ્ત તબીયતનું બહાનું કાઢીને તે આગળ ચાલી નીકળી.

ઇતિહાસ ઉપરથી માલૂમ પડેછે કે ફ્રાંસના રાજા પંદરમા લુઇએ પોતાના બેટાની વહુને માટે તેના સાસરે આવ્યાની ખુશાલીમાં એક મોટી આતસબાજી કીધી હતી; જેમાં કંઈક ગફલતીના સબબે ઘણોક દારૂગોળો એકદમ ફૂટી જવાથી સાત હજાર આદમીઓના જાન ગયા હતા. આવી રીતે આ શાહજાદી મૅરી ઍનટોઇનેટનું કમબખ્ત પગલું અને ઉંધું નસીબ, પ્રજાના ગેરલાભમાં ઉતર્યું હતું.

જ્યારે રાજા લુઇ પંદરમો મરણ પામ્યો અને આ જવાન શાહજાદી અને તેનો ધણી ફ્રાંસની ગાદીએ આવ્યાં, ત્યારે તેઓ લગભગ ગભરાયેલા જેવાં તે મહુંમ રાજાના શબ આગળ ઘુંટણીએ પડી બબડયાં,—

"ખુદા! હમને મદદ કર! હમારો બચાવ કર! રાજ્ય ચલાવવા માટે હમે હજુ ઘણાંજ નાદાન છીએ!"

તે વેળાના ભયંકર વખતમાં ખચિત ફ્રાંસની રાજલગામ હાથ ધરવા માટે લુઈ સોળમો અને તેની આસ્ત્રિયન મોહોરદાર ઘણાં નાનાં કહેવાય.

થોડાંક વરસો સુખમાં પસાર થયા બાદ, તેઓના માથા ઉપર ઘેરાયેલું વાદળ ગડગડવા માંડયું. રૈયતે પ્રજાસત્તાક રાજ્યની બૂમ ઉઠાવી. લોકો ઉપર કર ઘણો પડતો હોવાથી અને અનાજ બહુ મોંઘું થઇ જવાથી, પ્રજાએ હુલ્લડ કરી બાદશાહી કચરી નાંખવાનાં ચિન્હો

બતાવવા માંડયાં. આ ઉશ્કેરાયેલા લોકો પોતાની રાણી મૅરી ઍનટોઇનેટને, તેના ધણી કરતાં વધારે ધિક્કારતાં હતાં, જેના અફસોસમાં એક દિવસ એ ખુબસૂરત રાણી એક એકાંત ખેતરમાં ગમગીન વિચારોમાં ફરતી હતી, જેવામાં તેના દુખી વિચારોમાં એક સુખી ખ્યાલથી ખલલ પડી. એક અતિ ઘણો મધુર ગાયનનો અવાજ તેના કાને પડયો, જે ઉમદા સ્વરની મીઠાશથી, એ પળ રાણીના જીગરમાં કુદરતની તારીફના મોજાઓ ઉછળી રહ્યા. પોતાની તીક્ષ્ણ આંખો ચોપાસ ફેરવતાં તેની નજર એક ખુબસૂરત સોનેરી વાળવાળા નાના જુવાન છોકરા ઉપર પડી, જે ધુંટણીયે પડી પોતાના હાથ જોડી, આંખો બંધ કરી, ખુદાતાલાની જનાબમાં પોતાના દિલખુશ અવાજે કંઇક ઇંતેજારી ભરી આજીજી કરતો હતો.

રાણી મૅરી ઍનટોઇનેટ ધીરે પગલે તેની નજદીક જઇ ઉભી; ઘાસના ચગદાયાના અવાજે તે છોકરાને ચમકાવી ખડો કીધો. પોતાની નજદીક એક બાદશાહી ભલા ચહેરાની પણ સાદા પોશાકવાળી બાનુને જોતાંજ તે છોકરો હેરત થઇ ગયો.

"જુવાન, તું અહિં શું કરેછે?" રાણીએ પૂછ્યુ.

"બાનુ, હું તે પરવરદિગારની જનાબમાં હમારી ગરીબીના વખતે હમને સાહાય થવાને અરજભરી બંદગી કરૂંછું." તે છોકરાએ પોતાના મીઠા અવાજે નરમાશથી કહ્યું. મૅરી ઍનટોઇનેટ બે ડગલાં પાછળ હઠીને બોલી, "નાના જુવાન, હું તારા પવિત્ર કામની આડે આવી તને અટકાવવા માગતી નથી. મને તારી મીઠી જુબાનનો તે દાદગારની યાદમાં નીકળતો મધુર અવાજ સાંભળવો ગમે છે, માટે મને તેટલી ભાગ્યશાળી બનાવશે?"

તે જુવાને તેનો હુકમ માથે ચઢાવવાના દેખાવે પોતાનું શિર

નમાવ્યું; અને પછી ખુદાની તારીફમાં એક ઘણુંજ દિલખુશ ગાયન પોતાના મનહરણુ સાદે ગાવા માંડ્યું. તે છોકરાના દિલજીત હલક રાણી ઍનટોઇનેટ ઘડીભર હેરત રહી.

અહા! તેણે માન્યું કે જાણે તેના રૂપેરી કંઠમાં ખુશ્બેખરાં બુલબુલોએ પોતાનો માળો બાંધ્યો હતો. ખુદાની અનેક ઉત્તમ બક્ષિસોમાંની આ એક ઉમદા બક્ષિસથી ન્યાલ થયેલા આ જુવાન તરફ અજાયબી અને ખુશાલી સાથે નિહાળતાં તે સ્તંભ જેવી ઉભી રહી ગઈ; તે મધુર વાંસળીના અટકવા પછીજ રાણીએ પોતાની જબાન ખોલવાની હિંમત કીધી.

"આફ્રીન! ઓ શાહજાદા બુલબુલ, આ લે તારી મહેનતનો બદલો," એમ કહીને મૅરી ઍનટોઇનેટે પોતાની નાણાંની થેલી, તે છોકરાના હાથમાં ખાલી કીધી, જે ચળકતું નાણું જોતાંજ, પેલા સુંદર જુવાનના ગુલાબી ગાલ ઉપર મોતીના જેવાં નિર્મળ આંસુનાં ટીંપાં ખરી પડ્યાં.

"ઉપકાર દર્શાવવાને મારી નબળી જુબાનમાં તાકાત નથી, ઓ સખાવતી દિલનાં ઉમરાવ બાનુ!" તે છોકરે કહ્યું. "મારાં ગરીબડાં માતા અને નાનાં ભાઇ બહેનોની તંગીને વખતે આ નાણું એક મોટો આશીર્વાદ થઈ પડશે."

"તંગી!" દુઃખથી કમકમી રાણી બોલી, "તંગી!"

"હા, તંગી, બાનુ, લગભગ ભુખમરો! મારાં મા આજ થોડાં અઠવાડિયાં થયાં બીમાર છે, અને તેમની બીમારીએ મારા અને મારાં નાનાં ભાઇ બહેનના ઉપર ભુખમરાનો ગજબ વરસાવ્યો છે." તે છોકરાએ તાજાં આંસુઓના ધોધ સાથે કહ્યું.

"શું ત્યારે તારો બાપ નથી? તે ક્યાં છે?"

"તે મરણ પામ્યા છે. પહેલાં તે હમારા નામદાર બાદશાહના લશ્કરમાં એક સિપાઈ હતા. તેમના પેનશન ઉપર અમારા સર્વેનું ગુજરાન ચાલતું હતું, પણ તેમના ગુજરવા બાદ પેનશન બંધ થઈ ગયું છે. આ બે જબરા ફટકાથી હમારાં મા—"

"જવાન, તું પહેલાં એક તબીબને તારી મા કને લઈ જા. તારૂં મકાન ક્યાં આવેલું છે?" ઇંતેજારીથી રાણીએ સવાલ પૂછ્યો.

પોતાની દૂધ જેવી આંગળી દૂરના તરફ ધરીને તે છોકરાએ પોતાના ઝુંપડાનો રસ્તો બતાવ્યો, જે જોઇ લેઇ રાણી એનટોઇનેટ ઝાડીઓમાં ચાલી ગઇ.

"ઓ ખુદા! હમારી રૈયતમાં ત્યારે એ હિસાબે કેટલો ગેરઈનસાફ અને કેવી ગરીબી ચાલેછે! મારી પ્રજા આવી રીતની કેટલી મુસીબતો ખમતી હશે! અને હું તેમની રાણી, આ હેવાલોથી બીનવાકેફ! ખુદા ખેર કરે!" પછી પોતાની ભીની આંખો ઝટ લુછી નાંખીને તેણે ઝાડીમાંથી ઉતાવળે પગલે પેલા છોકરાના ઘરનો રસ્તો લીધો. જે વેળા તે છોકરો તો બીજે રસ્તે એક તબીબને બોલાવવા દોડ્યો હતો.

તે મકાનમાં જઇ, તેણે પોતાને એક સ્ત્રી તબીબ તરીકે જણાવી. પછી તે ગરીબ વિધવાની નાડી જોઇને તેણે પ્રિસ્ક્રિપશન એટલે દવા અને તે લેવાની વિધિ (નુસખો) લખવાને ખડીયો કલમ માગી, મુંગે મોઢે એક કાગળ ઉપર દવાનું પ્રિસ્ક્રિપશન લખીને, તે, તે ઝુંપડામાંથી બહાર નીકળી. તેના ગયા પછી પાંચ મિનિટે પેલો તાબેદાર જુવાન બેટો એક ખરા તબીબને લેઇ દાખલ થયો; પણ તેની માએ જ્યારે જણાવ્યું કે થોડીક મિનિટ આગમચ એક તબીબ બાનુએ તેની નાડ તપાસી દવાનો નુસખો કાગળ ઉપર લખી આપ્યો છે, ત્યારે

તે જુવાને પેલું પ્રિસ્ક્રિપશન લખેલું પત્ર ખોલીને જોયું. પણ તેની અજાયબીનો શો પાર! દવાના નુસખાને બદલે તેમાં તો બાદશાહી સહી સાથેનું, તેના મર્હુમ બાપની પાછળ બંધ થયેલું પેનશન તેઓને પાછું ચાલુ આપવાનું કરારનામું હતું. તે જોઇ પોતે એક સાદી સાધારણ બાનુ સાથે નહીં, પણ ખુદ રાણી મૅરી ઍનટોઇનેટ સાથે આજ સવારે વાતચીત કરી આવ્યો હતો, એમ જાણતાંજ તે જુવાને હેરત થઈ પોતાની માતાને સર્વે બીનાથી વાકેફ કીધી. અને ખરેખરા તબીબની દવા કરતાં, આ ઉદાર પણ વેશધારી તબીબના સખી દિલના પ્રિસ્ક્રિપશનથી તે જુવાન વિધવાએ પોતાની ખોયેલી તંદુરસ્તી જલદી પાછી મેળવી.

રાણી મૅરી ઍનટોઇનેટે, ત્યારબાદ તે નાના સોહામણા જુવાનને તેના સુરીલા કંઠ ઉપર ફીદા થઇ પોતાનો ખાસ ખાનગી ગવૈયો નિમ્યો.

એક વેળા મૅરી ઍનટોઇનેટે એક કમનસીબ માતપિતા વિનાના બાળકને પોતાના બચ્ચાની પેઠે ચાહી પોતાના બાદશાહી મહેલમાં પોતાના વહાલ હેઠળ ઉછેર્યું હતું. આવી રીતની ઘણી છુપી મદદો અને સખાવતો રાણી મૅરી ઍનટોઇનેટ કરતી. પણ ગરીબ બિચારી! તેની રૂઠેલી પ્રજા તેને ચહાતી નહીં. ફ્રાંસની રૈયત હવે બહુ ઉશ્કેરાઇ જઇને હુલ્લડનાં ચિન્હો દીસવા લાગ્યાં. આવી વખતે રાજા લુઇએ પોતાના દરબારીઓને એકઠા કરી, તેઓનો મત જાણવા માગ્યો. તેઓ દરેક તો તેને સચ્ચાઈ અને વફાદારીથી વળગી રહ્યા હતા એમ જાણી તેને અને રાણી એનટોઇનેટને બહુ ધીરજ આવી.

પણ નહીં. પ્રજાનો મામલો ઘણો બગડેલો હતો. અંતે રાજા તેમજ રાણી મૅરી ઍનટોઇનેટે પોતાના રાજ્યની, તેમજ પોતાની અને બાળબચ્ચાંઓના જાનની બારીક હાલત જોઇ લીધી.

એક કમબખ્ત ઘડીએ રાણીએ પોતાના એક વફાદાર ગણાતા દોસ્ત માર્કિવસ ઑફ બોઇલની સલાહ માની, પોતાના કુટુંબ સહિત ફ્રાંસથી રતોવાઇ નાશી જવાનું ઠરાવ્યું. ગરીબ રાજા પોતાની રાણીનો એક શબ્દ પણ કદી તોડતો નહીં હોવાથી, તે પણ કબૂલ થયો.

તા. ૧૫ મી જુન ૧૭૯૧ નો તે દિવસ હતો, જ્યારે રાતે રાણી મૅરી એનટોઇનેટ, તેનો ખાવીંદ, અને બાળક બેટા તથા બેટી, પોતાની વફાદાર દાસીઓ સાથે ગાડીમાં બેશી, ચેલોન્સ નદી તરફ ઉપડી ગયાં.

રસ્તે તેઓની ગાડી પાસ જોવા અટકાવવામાં આવી. આ વેળા એક શખ્સે બાદશાહને પીછાની કહાડયો, એટલે તુરત તેઓની ગાડી ઉપર હજારો જણ તૂટી પડયાં. ફક્ત એક કલાક આગમચ જેઓનાં શિર ઉપર બાદશાહી તાજ અને હાથમાં રાજ્યની લગામ હતી, તેઓજ એક કંગાલ ઓરડામાં હાલ કેદ પડયાં. ત્યાં તેઓને માત્ર રોટલી અને પીચરળ ખોરાક તરીકે કેટલાક દિવસો સુધી મળ્યા કીધું.

મૅરી એનટોઇનેટના હાથોમાં તેનો બેટો ડોફીન—પાટવી કુંવર—પોઢેલો હતો, જ્યારે રાજા લુઇ સોળમાના ખભા ઉપર માથું નાખી, તેઓની બેટી, જે પાછળથી ડચેસ ડ ઍનોલમને નામ ઓળખાતી હતી, તે નિરાંતે ઉંઘતી હતી. તે વેળાએ દરવાજો ખોલી માંહે કંઈ પેગામ મોકલવામાં આવ્યો. જે ઉપરથી રાજા ઉઠી આ નાના કમનસીબ કુટુંબને ભેટી ખુદાને તેમજ નસીબને યાદ કરી, તે કેદખાનામાંથી બહાર નીકળ્યો.

ત્યાંની મંડળીએ ચુકાદો આપ્યો, કે તે બાદશાહી કરવાને લાયક નહતો. તે પોતાનું શહેર તજી નાશી જવાની વેતરણ કરવાના મહા અપરાધમાં પકડાયો છે, માટે તેને મોતની શિક્ષા ઘટે છે.

પોતાના ધણીના ગરદન મરાયા પછી, ગરીબડી મૅરી એનટોઇનેટ-ને પોતાનો રસ્તો વધુ અને વધુ વિકટ અંધારો દીસવા લાગ્યો. લોહીની નહેર જગેજગ અને ઠેરેઠેર ફૂટતી હતી.

રૈયતને બળવો જગાડયો અને રાજ્ય તરફ વફાદાર રહેલા દરેક ઉમરાવોની કતલ ચલાવી. રોજના હજારો કમનસીબ નિર્દોષ જીવડાઓ પેલા ક્રૂર રાક્ષસી હૈયાના દૈત્ય "મેરેટ"ના હુકમથી નાશ પામતા.

રાણી મૅરી એનટોઇનેટને તા. ૧૪ મી અકટોબર ૧૭૯૩ ને દિવસે જડજો સન્મુખ ઉભી કરવામાં આવી. તેના દુઃખમાં અતિ ઘણો વધારો કરવા માટે તેના બેટાને તેની પાસેથી ખુંચવી લઇ એક ઘણાજ નીચ ચમારને સોંપવામાં આવ્યો, જે દયાહીણુ શખ્સ તે શાહજાદાને તેની બાદશાહી માતાની સન્મુખજ લાત અને મુક્કી મારી હેરાન કરતો હતો. ત્યારબાદ બે મહિના સુધી તેને કેદમાં પૂરવામાં આવી, અને પછી તેને ગરદન મારવાની તૈયારી ચાલી. ગાડામાં બેસાડી તેને તે નાશકારક ઢીમચા પાસે લઈ જવામાં આવી. ત્યાં એક પળ તે લખ્ખો આદમીના દરિયામાં પણ શાંત ચુપકીદી ફેલાઇ. ગરદન મારનારે રાણી મૅરી એનટોઇનેટનું ગળું ખુલ્લું કીધું !

આહ ! શું ખુબસૂરતી ! ખુદાએ આજ સુધી તેવી ખુબસૂરતીની સખાવત કોઇના ઉપર કીધી નથી. તેની સુંદર લટો ખભા ઉપર વીખરાઇ પડી હતી. હાથો ઉંચે આશમાન તરફ ઉંચકાયલા હતા, જ્યારે તેની ગમગીન આંખો આગળ પેલીજ એક સાંજનો દેખાવ ઉભો હતો.—ઇલ્મી જોસફ બાલસ્મોએ જે ભવિષ્ય તેને પેલી શબની જામમાં બતાવ્યું હતું, તેજ તે દેખાવ હતો, પણ અત્યારે તે તે જોઇને કમકમી યા બેહોશ થઇ નહીં.

ધીમેથી, પણ ખરા દિલથી, તે મરવા આગમચ આ શબ્દો બોલી:—

" છેલ્લી સલામ, મારાં બચ્ચાંઓ, છેલ્લી સલામ ! હું તમારા પિતાની નજદીક જાઉંછું." પછી તેણે ઘુંટણપર પડી પોતાનો ફિરેસ્તાઈ ચહેરો પેલા ઢીમચા ઉપર મેલ્યો. આટલા વખતની ચુપકીદી ત્યાં મળેલી પ્રજાના મોટા પોકારમાં તૂટી ગઇ.

" પ્રજાસત્તાક ! છૂટાપણું ! ઉમરાવોની કતલ ! બાદશાહીનો નાશ ! પ્રજાસત્તાક ! પ્રજાસત્તાક !"

આ પ્રમાણે સુંદર મૅરી એનટોઇનેટ પોતાની ૩૯ વરસની ભર જુવાન વયે નાશ પામી !

એ કમનસીબ રાજા રાણીના જન્મ વખતના ગ્રહમંડળની ખામી, ઇંગ્રેજ જોષિઓ નીચે મુજબ લખી ગયા છે:—

" રાજા લુઇ સોળમો તા. ૨૩ મી આગસ્ટ ૧૭૫૪ ને રોજ સવારે ૬ ને ૨૪ મિનિટે જન્મ્યો હતો. આ જન્મની પળે ચઢતો મંગળ હતો અને શનિ બધા ગ્રહો સાથે દુશ્મનીમાં હતો."

" રાણી મૅરી એનટોઇનેટ તા. ૨ જી નવેમ્બર ૧૭૫૫ ને દિવસે જન્મી હતી. તેના જન્મને વખતે યુરેનસ તારો બીજા ઘરમાં હતો, મંગળ શનિની સામે પૂર્વના ખૂણામાં ઉગતો હતો, અને બન્ને વચ્ચે ચંદ્રમા પા ભાગે હતો.

૭.

# ઈંગ્લાંડની રાણી કેથેરાઈન પાર.

અબળા જાતિમાં ધીરજવંત અને ચુસ્ત ધાર્મિક દાખલ ઈંગ્લાંડની રાણી મર્હુમ 'કેથેરાઇન પાર,' તે રાજા આઠમા હેનરીની છઠ્ઠી સ્ત્રી ઇતિહાસમાં વખણાઈ ગઈ છે.

કોઇપણ રાણીએ આટલા માન સાથે, આવો વિકટ મોભો ટકાવી રાખ્યો હશે નહીં; કોઈપણ બાનુએ આવા સખ્ત પાજી સ્વભાવના ઘાતકી ધણી તરફ, સાચી નિષ્ટા સાથે, પોતાની ધણીયાણી તરીકેની દરેક ફરજો અદા કરી હશે નહીં.

હેનરી આઠમાના રાજ્યની શરૂઆતમાં, કેથેરાઇનિ પારનો જન્મ થયો હતો. કેનડાલના સર થોમ્સ પારની બે બેટીઓમાંની તે વડી બેટી હતી. તેના બાપે સર થોમ્સ મોરનો દાખલો જોઇ, પોતાની બેટીને સંપૂર્ણ પાકી કેળવણી અપાવી. અને તે પોતાની જાતિ હોંશિયારીથી તેમાં એટલી તો ફતેહમંદ ઉતરી કે તેના મગરૂર બાપની આશા તદ્દન સફળ થઇ. તે પોતાની સારી ચાલચલણ અને ઉંચી કેળવણીને માટે આજ સુધી યાદગાર થયેલી છે.

પહેલાં તે "જોન નેવીલ—લોર્ડ લેટીમર" સાથે પરણી હતી. તે ઉમરાવનું જુવાનીમાં મરણ થયા પછી, તેની ખુબસૂરતીએ આઠમા હેનરી રાજાનું ધ્યાન ખેંચ્યું; અને તે તેને હેમ્પટન કોર્ટમાં ૧૨ મી જુલાઇ ૧૫૪૩ ને રોજ પરણી લાવ્યો.

તે હમેશાં પવિત્ર પુસ્તકો વાંચવામાં, ખુદાઇ વિદ્યા અને સચ્ચાઇને શોધવામાં મજાહ માનતી; થોડાજ વખતમાં તેને તેના ધર્મનું કે-

રૂક્ષ મોટારૂં દેખાઈ આવ્યું. નાનપણથીજ તે ઘણી પાકટ જેવી ખાસીયતની હોવી જોઇયે, એમ તેણે છપાવેલાં પુસ્તકો ઉપરથી જણાઈ આવેછે. તેણે ઘણી વેળાએ પ્રોટેસ્ટંટ ધર્મમતની ચઢતી વિષે ભાષણો કર્યા, તેમજ વર્ત્તમાનપત્રોમાં પણ પોતાની કેળવણીના જોરે ધર્મ સંબંધી સખ્ત લખાણો છુપે નામે કરવા માંડ્યાં. પણ તેના આ કામે તેને જબરી ધાસ્તીમાં લાવી નાંખી. વિનચેસ્ટરનો બિશપ સ્ટિવન ગાર્ડીનર, જેને કેથેરાઇનના આગલા કુટુંબ સાથે કાંઇ અણબનાવ હતો, તેની જાણમાં જ્યારે એ બાબત આવી, ત્યારે તેણે ચેન્સેલર રીઓથસ્લેની મદદથી તેની સામે જુઠાં કાવત્રાંઓ રચી, રાજાને ભોળવી, અંતે તેને ' ટાવર ' (કેદખાના)માં પૂરવાના હુકમ તરીકે રાજાના હાથદસ્કત માગી લીધા. પણ તે હુકમનામું કાંઈ ગફલતથી ગુમાઈ ગયું, અને સારા નસીએ તે રાણી કેથેરાઇનને હાથ આવ્યું. તે વાંચતાંજ તે ગભરાટથી બેફામ બની ગઇ. આગલી રાણીઓની સ્થિતિ યાદ આવતાંજ તે બિમાર પડી. આ તેની માંદગી દરમ્યાન રાજા આઠમા હેનરીએ એકવાર તેની મુલાકાત લીધી, અને પાછળથી પોતાના ડાકટર વેંડીને પણ તેની પાસે મોકલી આપ્યો. આ ચાલાક બાદશાહી કુટુંબના તબીએ રાણીની હાલત જોઇ તુરત પીછાણી લીધું કે, તેને તનનું દુઃખ કાંઇજ નથી પણ મનનું ભારે દુઃખ હતું. નિર્દોષ કેથેરાઇને તે વૃદ્ધ ડાકટરને સર્વે બીના કહી તેની મદદ માગી. તે ભલા શખ્સે તેને સૂચવ્યું કે, હાલ રાજા તદ્દન એકલા છે તેવી વેળાએ તેમની નજદીક જઈ તેમના દરેક હુકમો બજાવી તેમને હરેક રીતે રાજી કરવા. રાણીએ તે નસીહત ધ્યાનમાં રાખી અને બીજે દિવસે તે પોતાની બહેન લેડી હર્બર્ટ સાથે રાજાની મુલાકાતે ગઈ. રાજા તેને જોઈ ઘણો ખુશીમાં આવી ગયો, કારણ, તેના કેટલાક દરબારીઓ જેઓ તે ઓરડામાં હતા તેઓ સામે તેને આ માન મળ્યું હ-

વું. થોડા વખત પછી રાજાએ તેને ભરમમાં ધર્મ સંબંધી કંઇ ઈ-સારો કર્યો. તેના જવાબમાં તે નરમ સાદે હાથ જોડી પોતાના મધુર અવાજે નીચે પ્રમાણે બોલી:—

"ઓરતો પોતાની પહેલી હસ્તીથીજ મરદોની પ્રજા તરીકે જન્મી હતી. ખુદાના આકારપરથી નરને ઉત્પન્ન કરવામાં આવ્યો હતો; જ્યારે નારી નરના ચિતારપરથી બનાવવામાં આવી છે. પોતાની ધણીયાણી માટે કાયદા ઘડવાને ધણીને પહેલાં હક્ક હતો, જ્યારે ધણીયાણીની ફરજ માન અને વહાલથી તેણે કરેલા હુકમ બજાવી, વફાદારીથી તેને વળગી રહેવાની છે ખ-રી નેકી તો એજ છે કે ધણીને તાબેદાર રહેવું; અને સચ્ચાઇ સિ-વાય કોઇપણ ધર્મ ચઢતો ગણાતો નથી."

"સેંટ મેરીના પવિત્ર નામથી હમો કહીયે છીએ કે વહાલાં 'કેટ' તમે ખરાં છો," રાજા પોતાની બેઠક ઉપરથી કુદકો મારીને ઉઠતાં બોલ્યો.

"હું મારી ફરજ તમને હરેક રીતે ખુશીમાં રાખી સુખી ક-રવામાંજ સમાયેલી ધારૂં છું," પોતાની ફતેહ થશે એમ જોઈ ચતુર કેથેરાઇને પોતાનું નિર્દોષ જીગર ખુલ્લું કરવા માંડયું. "અને જો નામ-દાર મારાથી કંટાળતા હોય તો મને ટાવરમાં—"

"ના, નહીં, કદી નહીં! હમે તેમ કદી કરીશું નહીં. 'કેટ' તમે હમારા જીગરની મગરૂરી છો."

બાદશાહે ઉત્તર દઇ, કેથેરાઇનનો હાથ ઝાલી બાગમાં ઉતરવા માંડયું. જ્યારે તેઓ આમ વાતચીતમાં મશગુલ હતાં, ત્યારે પેલો અદેખો ચાન્સેલર રાજાના હુકમનામાપર ગુમાન રાખતો રાણીને કેદ કરવાની ધારણાથી મોટી ફલંગો ભરતો તેમની હજુરમાં આવતો દે-ખાયો. બાદશાહે તેને દૂર થોભાવી પોતે એકલાએ જઇ, તેની સા

વાત કીધી. દૂર ઉભી રહેલી દ્દિક્કી કેથેરાઇનને ધણીના સાદ ઉપરથી લાગ્યું કે તે ગુસ્સે થયેલો હતો, કેમકે તેને છૂટાછવાયા ઠપકાના શબ્દો સંભળાયા, જેવા કે, "ગુલામ" "મૂર્ખ" "હેવાન." અંતે હેનરીએ તે ચેન્સેલરને પોતાની નજદીકથી એકદમ જતા રહેવાનો હુકમ કીધો.

ત્યાર પછીથી તે રાણી, જે આવી કટાકટીને વખતે બચી ગઇ હતી, તે સદા પોતાના ઘાતકી ધણીને માન આપતી રહી. હેનરી આઠમો જેને પ્રજા ખુની રાજા તરીકે લેખતી હતી, તે "શેરમર્દ" આપણી ધાર્મિક કેથેરાઈનની સન્મુખ "બકરૂં" બની જતો.

છેલ્લે તેણે રાજાની માંદગીમાં, તેની એટલી તો બરદાસ્ત કરી કે, આ તેની વફાદાર ચલણથી રાજાના જીગરમાં વધુ માયાનો ઝરો છૂટયો અને તેણે પોતાના મોતની ફક્ત એક મહિનો અગાઉ પોતાના 'વીલ'માં પોતાની આ ધણીઆણી તરફનો સાચો પ્યાર નીચલા બોલોમાં બતાવી આપ્યો:—

"અને હમારાં ધણીયાણી, તે ઇંગ્લાંડનાં રાણીનું હમારા પ્રત્યેનું તાબેદારપણું, હેત, અને નેકીના બદલામાં, હમો તેમને ત્રીસ લાખની કિંમતનાં તેમના મનગમત ઝવેરાત, અને બીજી ઘરની તેમને જોઇતી ચીજો વારસામાં આપી જઇયે છીએ. અને વળી હમે તેમને દસ હજાર પાઉંડ રોકડા આપીયે છીયે."–૨૮ મી જાન્યુઆરી ૧૫૪૬–૪૭.

જ્યારે રાજા હેનરી તેજ મહિનામાં મરણ પામ્યો, ત્યારે કેથેરાઈનને તેની સાથે પરણ્યાને માત્ર ત્રણ વર્ષ, છ મહિના, અને પાંચ દિવસ થયા હતા.

ત્યાર પછી તે રાજા છઠ્ઠા એડવર્ડના કાકા, સર થોમ્સ સેમોર, તે ઇંગ્લાંડના લોર્ડ એડમિરલ સાથે પાછી પરણી હતી. આ અસુખી લગ્નનો બહુજ ટૂંકામાં છેડો આવ્યો. તેની અતિ મગરૂર નણંદ ડચેસ

આફ સમરસેટનાં રોજનાં સખ્ત મેણાંથી, અને આ ત્રીજા ભરથારના હદ બહારના માન મેળવવાના લોભથી, તે તદ્દન કંટાળી ગઇ. અંતે આ એડમિરલને એક બેટીની ભેટ કરીને તે ૧૫૪૮ ના સપ્ટેમ્બર માસમાં કોઇના છુપા કંગાલ હાથે ઝેર દેવાવાથી મરણ પામી. અત્યાર સુધી કોઇને માલુમ પડયું નથી, કે તેને ઝેર દેનાર કોણ હતું.

૮.

# ફ્રાન્સની પ્રિન્સેસ મેરી થેરીસી.

ફ્રાન્સના સેવોય કારીગનના પ્રિન્સ લુઇસની બેટી મેરી થેરીસી લુઇસનો જન્મ ટયુરિન શહેરમાં આઠમી સપ્ટેમ્બર ૧૭૪૯ માં થયો હતો. તે નાનપણથીજ ખુબસૂરતીમાં વખણાયેલી, ચંચળ ને રાંક સ્વભાવની હતી. અઢાર વર્ષની ઉમ્મરે તેની નામરજી છતાં તેનાં લગ્ન પ્રિન્સ લામબલ તે ડયુક આફ ઑારઓન પેનથીવરીના બેટા સાથે થયાં. થોડાક મહિનાની કંગાલ પરણેતર હાલત પછી પ્રિન્સેસ મેરીને તેના ખાવીંદથી છૂટું થવું પડયું. તેને કંઇક નઠવા વાંકસર મોતની સજા મળી. ત્યારબાદ ફ્રાન્સના લુઇસ પંદરમાએ તેના સુંદર હાથની માગણી કીધી, પણ ફ્રેન્ચ રાજ્યના અમીર ચોઝલે વચ્ચે પડી તે લગ્ન થતાં અટકાવ્યાં. પછી આ પ્રિન્સેસ ફ્રાન્સની રાણી મેરી એન્ટોઇનેટની માનીતી કમ્પેનિયન દાખલ રહી. જ્યારે લુઈ સોળમો અને તેની રાણી પોતાના મહેલમાંથી નાશી જતાં હતાં તેઓને વારીન્સ આગળ થોભાવવામાં આવ્યાં, તે વખતે પ્રિન્સેસ ડી લામબેલ ઇંગ્લાંડમાં હતી. પણ તેઓની દુઃખદાયક કહાણી સાંભળતાંજ તે તેઓના દુઃખમાં દિલાસો દેવા પાછી ફરી. રાણીની સાથે બંધીખાનામાં થોડાક દિવસ કાઢયા બાદ તેને ત્યાંથી લેઈ જઇ "લાફાર્સ" ના બંધીખાનામાં પૂરવામાં આવી. ત્રીજી સપ્ટેમબર ૧૭૯૨ ની સવારે તેને હરબર્ટ અને એલહુલીયર જડજો સામે ઉભી કરવામાં આવી. ટેબલની આસપાસ કદાવર શરીરના અને ખુની દેખાવના ફ્રેન્ચો ઉભેલા હતા.

ગરીબ બિચારી પ્રિન્સેસને સવાલ કરવામાં આવ્યો કે, પ્રજા સામે કાવત્રું રચવામાં તે સામેલ છે? પણ તેણે તેની સાફ ના પાડી.

"ત્યારે સોગંદ ખા કે તું જૂઠાપણાને અને પ્રજાસત્તાક રાજ્યને ચાહી, બાદશાહી કુટુંબને ધિક્કારશે!"

તે વફાદાર અબળા પેલા ઘાતકી દેખાવના શખ્સોને જોઈ બીની, તોપણ હિંમત આણીને મક્કમ અવાજે બોલી,—

"હું પહેલી બાબત વિષેના કસમ ખાઉંછું, પણ રાજા રાણીને તો કદી ધિક્કારીશ નહીં."

મોતના સજાની નિશાની હરબર્ટ તરફથી થતાંજ તેને ઓરડામાંથી ઘસડી લઇ જવામાં આવી. એવું કહેવાયછે કે તે વખતે નજદીકમાં ઉભેલા એક પડઘમ વગાડનાર નાના છોકરાએ તલવારનો એક ઘાતકી ફટકો પ્રિન્સેસને માર્યો તેનાથી તે બેહોશ હાલતમાં જમીનપર તૂટી પડી.

આ અતિ કમનસીબ પ્રિન્સેસ લામબેલને તે માણસરૂપી ખવીસોએ ઘણીજ ઘાતકી રીતે રીબાવીને મારી હતી, જે આગલા ઈતિહાસોમાંથી વાંચીને કોઇપણ માણસ તે ઘાતકી રિવાજપર ધિક્કાર નાખ્યા વિના રહેશે નહીં

તેનો એક પગ તોપમાં મૂકી હવામાં ઉડાડવામાં આવ્યો હતો, જ્યારે તેનું ડોકું જૂદું પાડવામાં આવ્યું હતું. તેના શરીરને મોટા સળિયા સાથે બાંધી પેટીમાં મૂકી દોરડાંઓથી ઘસડીને તે હેવાનો મોહોલ્લાઓમાંથી પસાર થયા; અને તેના ડોકાને જ્યાં બાદશાહી કુટુંબ બંધીખાનામાં કેદ પડયું હતું ત્યાંની બારીએ લટકાવ્યું! આહા! માણસના હેવાનીયતપણાની કેવી હદ આવી રહી!

૯.

# પ્રુશિયાની રાણી લુઈસા.

અસલી મૂર્ત્તિપૂજકોની જાતના આગલા રિવાજો માફક એક વહેમ યૂરોપમાં ઘણો દહેશત ઉપજાવનારો હતો. તે એ કે જ્યારે કાંઇ નવું બાંધકામ કરવાનું હોય ત્યારે ત્યાં એક નિર્દોષ આદમીનો ભોગ આપી તે ઠેકાણે તેનું લોહી મેળવે; એટલામાટે કે તે બાંધકામ ઉપર ખરાબ શક્તિની બદનજર દૂર થઇ મહેરબાનો ભરી નજર રહે, અને વળી તે મકાન લાંબા વખતસુધી મજબૂત ઉભું રહે. પ્રુશિયાની લુઇસાને એવા એક ભોગમાં આપવા જર્મન લોકોએ ઘણું ચાહ્યું હતું. જર્મનીએ જીત મેળવ્યા બાદ તેની ઘોરપર ફતેહનો વાવટો લટકાવ્યો હતો.

પ્રુશિયાની એ રાણી લુઇસાની કહાણી અજબ જેવી છે. તેને માટે અને તેની બહેનને માટે લખતાં એક લખનાર જણાવેછે કે, ૧૭૯૩ ના મે માસમાં તેને અને તેની બહેનને જ્યારે પરણાવી ત્યારે "લડાઇના ભયંકર દેખાવો વચ્ચે તારાથી ઝળકાટ ભર્યું આકાશ હોય તેવો દેખાવ થઇ ગયો હતો." ૧૮૦૦ માં પ્રુશિયાની લુઇસાએ જ્યારે એક ચોપાનિયામાં નીચલા વિચારો દર્શાવ્યા, ત્યારે તે વાંચી ઘણાં જણ હેરત થયાં હતાઃ—"જે કોઇએ પોતાની રોટલી આંસુ સાથે ખાધી નહીં હશે. અને જે ગમગીન રીતે રાતે પોતાના બીછાનાપર બેઠું નહીં હોય, તેણે ખુદાઈ શક્તિ જાણી નહીં હોય."

એક નાની વહાલી માનીતી સુખી રાણીના આ અજબ જેવા ખ્યાલો! પોતાની રૈયતની માનીતી, ખાવીંદની વહાલી, સર્વેની લાડકી રાણીના ખ્યાલો આવા ગંભીર ગમગીન કેમ?

તેના એકાંત મકાનમાં ઘણીવાર ફ્રેંચ બળવાના અવાજો સંભળાતા, તોપણ તેનું બચપણ ઘણું સુખ શાંતિમાં પસાર થયું હતું. ફ્રેંચ પ્રજાસત્તાકની સામે ઘણીવાર જર્મન પ્રિન્સોએ નકામી લડાઈ ઉભી કીધી હતી, એવી આશાથી કે તેઓના ભાઇબંધ ફ્રાંન્સના રાજાને તેઓ પાછો તખ્તપર બેસાડે; પણ પ્રજાસત્તાકને પસંદ કરનાર શૂરપર ચડેલા ફ્રેંચોપર કાંઈ એકલા જર્મનીથી અસર થાય એમ નહોતું. જર્મનીને પ્રુશિયાએ મદદ કીધી નહીં. તેના એકલા પડવાથી તેને કડકે કડકે તોડી પાડવાની નેપોલીયનને ઠીક તક મળી. તે મોટું રાજ્ય જો જોડાઇને રહેત તો પોતાના જોર અને મદદથી ટકી રહેત. પણ આ તો પેલી લાકડીના ભારાવાળી વાત જેવું થયું. ભારો છોડીને એકેકી લાકડી તોડવાથી જેમ તૂટી ગઇ, તેમ તે દેશ જ્યારે એકલો પડયો ત્યારે તેને તોડી પાડવાની નેપોલીયનને ઠીક તક મળી. આ બનાવ જોનાર બે જણાં હતાં, તેઓને તે જોઇ ઘણું દુઃખ થતું. પહેલાએ તે અનુભવી આંખે જોયું, પોતાના કામ વચ્ચેથી જોયું; પણ બીજીને તે વિષે ઘણું લાગ્યું. તેની પડતી જોઈ તેને દિલગીરી ઘણી લાગતી. આ બે જણાંઓમાંનો એક તે પ્રધાન વોનસ્ટેન હતો; અને બીજી તે પ્રુશિયાની રાણી લુઇસા હતી.

લુઇસાની શાદીનું પહેલું વર્ષ ઘણું સુખ શાંતિમાં પસાર થયું. પ્રુશિયાની ગાદીનો વારસ, તે લુઇસાનો ખાવીંદ તેની દરેક મરજી રાખતો. રૈયત પોતાની આ ભવિષ્યની રાણીપર કુરબાન હતી. કોઇ વેળા લુઇસાને પોતાના ખાવીંદ સાથે દરબાર સંબંધી ખટપટ થતી, પણ તે જરાજ વાર. તેનો ધણી ઘણીક બાબતોમાં બાહોસીવાળો અને હઠીલો હતો. તે બીજાંઓનું દિલ દુઃખવવા હમેશાં તેઓના કહેવાથી ઉલટું કરતો.

લુઇસાનો સસરો પ્રુશિયાનો શાહ મરણ પામ્યો, જેથી તેના બે-ટાને પ્રુશિયાની રાજલગામ હાથમાં લેવી પડી. પહેલાં તો આ ફેર-ફારથી તે બેઉને કાંઇ ઝાઝું લાગ્યું નહીં. પણ જ્યારે તેઓને દરબાર-ની રીતભાતોથી કંટાળો આવતો ત્યારે તેઓ પારેટ્ઝમાં જઇ રહેતાં, કે જ્યાં રાણીએ એક સરસ મકાન બંધાવ્યું હતું.

અહિં તેઓ ઘણા સુખથી વસતાં હતાં. લુઇસા તે ગામડાનાં ગ-રીબ લોકોની ઘણી માનીતી થઈ પડી. તે ગરીબોને ખુશી કરવા તે-ઓને તરેહવાર ચીજો અપાવતી. અને નાનાં બાળકો પોતાની જવાન રાણીથી જરા બીતાં કે ગભરાતાં નહીં. લુઇસાની હાજરી વખતે તે-ઓનો ચહેરો માનની લાગણી સાથે હસતો થતો. તેને સાદાઇ ઘણી પસંદ હતી. ગરીબ લોકોના ભોળા હસતા ચહેરાથી "પેરેટ્ઝની ભલી બાનુ" નો ખેતાબ તેને જેટલો સાંભળવો ગમતો તેટલો "માનવંત મહારાણી સાહેબ" નો ખેતાબ તેને હરખાવતો નહીં.

પણ આ સુખી દહાડા ઘણા જલદીથી પસાર થઇ ગયા. જ-ર્મનીને પાયમાલ કરી જીત મેળવવાની દોડધામ નેપોલીયને શરૂ કરી, પણ પ્રુશિયા તેને બચાવી લેવાને બહાર પડયું નહીં. આખરે નવેમ્બર માસમાં પ્રુશિયાનાં રાજા રાણી તથા શહેનશાહ એલેકઝાન્ડરે ફ્રેડ્રિક ધી ગ્રેટની કબર પાસે આ રીતના કસમ લીધા કેઃ—

"જર્મનીને ચઢાઇ લાવનારાઓથી છોડવવું."

આ માનતા બર આવેલી જોવાને લુઇસા જીવવા પામી નહોતી. મરણ આગમજ તેણે ઘણું સહ્યું હતું.

થોડા વખતમાં લડાઇ જાહેર થઇ. તે વેળા લુઇસાની હિંમત ઘણી હતી. પોતાના લશ્કરમાં શૂર ઉપજાવવાને તે અતિ ઘણી મહેનત લેતી. અને તેવી વેળાએ પોતાના ધણીને નરમ જોઈ તે દુઃખી થતી

હતી. એક વેળા તેણે રેજીમેંટના કર્નલનું કામ માથે લીધું અને લોકમાં ઘણું શૂર ઉપજાવ્યું.

જ્યારે જર્મની દુઃખથી મોકળું થઇ છુટાપણાના રાગ વજાડતું થયું, ત્યારે બિચારી લુઇસા ત્રણ વર્ષ આગમચની મરણ પામી હતી. હમેશાં તેની સાથે નાસ્તો લેવાની તેના ખાવીંદને ટેવ હતી. એક વેળા જ્યારે તે લુઇસાના ઓરડામાં દાખલ થયો ત્યારે તેણે એક ટેબલપર એક ટોપી મૂકેલી જોઇ, જે તેને છેક નવી લાગી. તેણે મશ્કરીમાં તે ટોપીનું દામ લુઇસાને પૂછ્યું, "આ ટોપીનું મૂલ શું છે?"

"બાનુઓના પોશાકની કિંમત પૂછવાનું મરદોને કામ નથી, તેઓને તેમાં સમજ નહીં, અને વળી તેઓને હમેશાં તે ઘણું ભારે લાગે છે," લુઇસાએ જવાબ દીધો.

"તોપણ આ ટોપીનું દામ મને કહો, હું તે જાણવા માગુંછું!"

"ઠીક, એ ટોપી મેં સસ્તામાં પડાવી લીધી છે; ફક્ત દશ રૂપિઆ એ ટોપીના મેં આપ્યા છે."

"તેટલી મોટી રકમને તમે ફક્ત કહોછો બાનુ!" તેના ખાવીંદે પૂછ્યું. "આવી નજીવી ચીજને માટે દશ રૂપિઆ! કેટલી મોટી રકમ!" એમ બોલતી વેળા તે એક બારી આગળ ઉભો હતો, જ્યાંથી તેણે એક લશ્કરી બુઢ્ઢા શખ્સને પસાર થતાં જોયો, જેને તેણે અંદર આવવા કહ્યું.

"પેલા સામા સોફાપર બેઠેલાં બાનુ પાસે ઘણા પૈસા છે, તેમાંથી તે તમને થોડા આપવા ધારેછે. તેમની પાસે ઘણા પૈસા છે, તેનો વિચાર કરી મને જણાવો કે, સામી કોરે મૂકેલી પેલી ટોપીની કિંમત તેમણે શું આપવી જોઇયે વારૂ? તમે તે ઉપરની પેલી ચળકતી ગુ-

લાખી રિબીનોપર લોભાતા નહિ, પણ તેનું જે લાયક દામ તમને લાગે તેજ કહેજો."

તે બુઢ્ઢો સોલજર જે આવી ચીજોથી તદ્દન બેખબર હતો, તે ખભા ચઢાવી વિચાર કરીને બોલ્યો,—

"નામદાર! હું ધારૂંછું કે એ ઓશનની કિંમતમાં ખરીદી શકાય."

"ત્યારે જુઓ, એ ટોપીને માટે તે પૈસાદાર બાનુએ કેટલી મોટી રકમ આપી છે! દશ રૂપિઆ એ ટોપીના એમણે આપ્યા છે! જ્યારે આટલી સરખી એક ટોપીપર એમણે આટલી મોટી રકમ ખરચી છે, ત્યારે તો તમે કે જેને પૈસાની ગરજ છે, તેને એ કેટલું આપશે તે મારે જોવાનું છે."

આવી આડકતરી રીતે લુઈસાને તેના ખાવીંદે પૈસા આપવાની ફરજમાં ઉતારી તે જોઇને તે હશી. અને પેલા સોલજરને પૈસા કાઢી આપતાં તેણે તેને કહ્યું,—

"સાહેબ, બારો પાસે ઉભેલા ગૃહસ્થ પાસે મારા કરતાં ઘણા વધુ પૈસા છે, જે તેઓ પોતાના બુટ પાછળ વાપરે છે. મને જે મળે છે તે તેઓ તરફથીજ છે. વાસ્તે હું ધારૂં છું કે મારા કરતાં તે તમને બેવડા પૈસા આપશે."

રાજાએ પોતાના છટકામાં પોતાનેજ સપડાયેલો જોયો, જેથી તેણે તુરત વીશ રૂપિઆ સોલજરને કાઢી આપ્યા. આ બનાવથી ત્યાં તે વખતે જબરી હસાહસ ચાલી રહી.

આ પછી જ્યારે રાણી લુઈસા મરણ પામી, ત્યારે એક વેળા રાજાને તેજ બુઢ્ઢો સોલજર મળ્યો. રાજાએ તેને તુરત ઓળખ્યો અને તેને અટકાવીને પૂછ્યું,

"તમને યાદ છે કે?"

એથી વધુ રાજા બોલી શકયો નહીં! તેની છાતી ભરાઇ આવી જેથી તે ત્યાંથી ઝડપથી ચાલી ગયો. તેને તે સોલજર સાથેની રાણી લુઇસાની ટોપીપર થયેલી વાતચીત યાદ આવી. અને તે હસમુખી માનીતી લુઇસાની યાદથી તે દુઃખી બની ગયો.

## ૧૦.

# મેરી—એક બહાદુર છોકરી.

ફ્રાન્સમાં જ્યારે ધાસ્તીનું રાજ્ય ફેલાયું, ત્યારે ઘણાંક બહાદુરીભર્યાં કામો સ્ત્રીઓથી થયાં હતાં. જેમાંનો એક નાનો દાખલો અત્રે ટપકાવી લઇશું.

ઓ! તે ફ્રાન્સના ભયંકર દિવસો! તે ધ્રુજાવનારા, કમકમાવનારા પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાને થયેલી કાપાકાપીના દહેશતભર્યાં દિવસો! તે દિવસો કે જ્યારે બાદશાહીની પડતી કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાને થયેલી ખુનરેજી-આદમીઓના વિલાપ કરતા અવાજો! આદમી થઇ આદમીનેજ મારનારા ઘાતકી નિર્દય શખ્શોને હાથે પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાને માટે થયેલી ઉમરાવોની ખુનરેજીનું વર્ણન વાંચીને કોણ નથી કમકમતું! ફ્રાન્સનો તે ભયભીત વેળાનો ચિતાર અમે ચીતરીએ છીએ, કે જ્યારે નાહક નિર્દોષ મનુષ્યોને ગલીએ ગલી ઘેરીને બેજાન કરવામાં આવતા હતા.

આ એક એવી કાળી અંધારી સવાર હતી, કે જેવી અંધારી સવાર બીજી વેળા થતી નહીં હશે; જાણે કુદરત તેઓપર રૂઠી હતી. ફ્રાન્સના મોટા અમલદારોનાં અને ઉમરાવોનાં ટોળાંને આજે બેજાન કીધાં હતાં, અને હજુ કર્યાજ જાયછે. તેમને ગરદન મારવાની જગ્યા આગળ પ્રજાસત્તાક પક્ષની તરફેણવાળાઓનું એક મોટું ટોળું ઉભું હતું, જે લાગણી વગરના ઘાતકી આસામીઓનું હતું. જેવો એક ઉમરાવનો જાન લેવામાં આવતો, કે તે ટોળામાંથી ખુશાલી અને હરખના પોકારોનો શોર ઉઠતો.

તે ગરદન મારવાની જગ્યા આગળ બે સ્ત્રીઓ ઉભેલી જણાતી હતી. તેઓ આ હૃદયવિદારક દેખાવ નિહાળતી ઉભી હતી. આ બે માંહેલી એક છોડીએ પોતાનો ચહેરો છુપાવવા મજબૂત બુરખો નાંખ્યો હતો, તોપણ બારીકીથી જોનારને માલમ પડે કે તેની આંખો આંસુથી ભરપૂર હતી. તે ઘાતકી હેવાનિયત ભર્યા દેખાવ તરફ જોઇને તે કમકમતી હતી, દર પળે હોંશ ખોઈ દે તેવી લાઇલાજ થઇ જતી હતી.

જે જે કમનસીબો તે ક્રૂરોના હાથમાં સપડાઇ બેજાન થતા, તેઓનાં અભાગિયાં નસીબ ઉપર વિલાપ કરતી તે અબળા ઉભી હતી. તે ભાગ્યે વીશ વર્ષની હોય તેવી જુવાન દીસતી હતી. તેની જોડે ઉભેલી પેલી બીજી છોડી તેને ઘણી રીતે મળતી આવતી હતી. તેઓ ઉંચાઇમાં અને બાંધામાં એક સરખી દેખાતી હતી. તેઓનો પહેરવેશ એકએકથી તદ્દન ઉલટો ના હોત તો લોકો તેઓને બહેનોમાં ખપાવત. પણ તેઓ બ્હેનની સગાઇ ધરાવતી નહોતી. પહેલી કરતાં આ બીજીની ચાલચલણ તદ્દન જુદી હતી. તે આ ક્રૂર દેખાવ તરફ કાંઇક સંતોષની નજરથી જોતી હતી. તેની આતુર આંખો તે દેખાવ જોઇ કાંઇક હરખાતી—આહા! કહેતાં કમકમાટ ઉપજેછે કે, તે છોડી તે ડરામણા દેખાવ તરફ હરખથી જોતી હતી! તે બડબડતી હતી કે,—

“અરે નાપાકો, તમે ઉમરાવો થઇને હમને ગરીબોને ભુખે મરતાં જોઈ હમારા ઉપર કદી રહેમ કરતા નહીં; લ્યો તેનો બદલો. મને ઘણા દિવસો સુધી તમારા તરફથી એક સૂકું પાઉં ખરીદવાને પાઇ પણ મળતી નહોતી, તો લ્યો હવે તેનો બદલો! ગરીબોને ભુખે મારી પોતે મજામાં વસે એ ખુદા પણ સાંખી શકતો નથી. અંતે તમારી પડતીનો દિવસ આવ્યો. આહા! હા! એક બીજા ઉમરાવની જીંદગીની જોત બુઝાઈ!” એમ તે તુચ્છકારથી બબડીને હસતી હતી

તેના આ બકબકારાથી લોકો ખડખડ હસતાં અને તેને દિવાની થઈ ગયેલી માનતાં. કેટલાકો તેની જુવાનીનો ખ્યાલ કરી દિલથી દુઃખી થતાં કે, આવી નાની છોડી આવા ક્રૂર દેખાવો જોઇ કેમ મગ્ન થતી હશે! આ કંગાલ છોડીને થોડો વખત નિહાળી પેલી બુરખાવાળી છોડીએ તેના ખભા ઉપર હાથ મેલ્યો અને ધીમા સ્વરે તેના કાનમાં કહ્યું,—

"તને પૈસાવાળી થવા ગમે છે?"

તે છોડી આ સવાલથી ચમકી દિવાનીની પેઠે હસી પડીને બોલી,—

"ખચિતજ! વળી નહીં કોને ગમે?"

"ચાલ ત્યારે, મારી પુંઠે આવ, તું માતબર થશે."

"ઠીક, ચાલો!"

મુશ્કેલીએ ભીડાભીડમાંથી રસ્તો કરી તેઓ બહાર પડી. થોડુંક ચાલ્યાબાદ પેલી બુરખાવાળીએ બીજીને પૂછ્યું,—

"હું તને કિયા નામથી ઓળખું?"

"મને સૌ કોઈ ભિખારી મેરીને નામે ઓળખેછે."

"તું ભીખ માગી તારૂં પૂરૂં કરેછે?"

"હા. પણ હવે મને તમારૂં નામ અને કામ જણાવો."

"મારૂં નામ પણ મેરી છે."

"તમે ઉમરાવ ખાનદાનનાં છો કે?"

"તેની સાથે હમણાં આપણને કાંઇ કામ નથી; મને તારે ઘેર લેઇ જા, પછી હું કહીશ."

એક અંધારી ગલીના અંધિયાર, નજીસ, કંગાલ, ગંધ મારતા ઓરડામાં ભિખારી મેરી પોતાની નવી સોબતણ મેરીને લેઇ ગઈ.

"આ મારો મહેલ!" આવા ચેષ્ટાના શબ્દો બોલી તે કંગાલ છોડી તીખાસથી હશી.

પેલી અગળાથી ત્યાંની બંધિયાર હવા અને નજીસાઇ બિલકુલ ખમાતી નહોતી, જે ઉપરથી જણાઈ આવતું હતું કે, હમણાં ફ્રાન્સમાં ઉચ્ચ કુળનાંઓની જે કાપાકાપી ચાલતી હતી તેઓ માંહેલી તે પણ એક હતી; એટલે તે એક ઉમરાવ તુખમની ખાનદાન ઘરની બાનુ હતી. તે આંખ ઠેરવીને તે કંગાલ ઓરડો જોઈ લેઇને બોલી,—

"તું પારિસમાં જાણીતી છે કે? અહિંના લોક તને ઓળખે છે કે?"

"હા, મને દરેક જણ ઓળખે છે. ભિખારી મેરીને કોણ નથી ઓળખતું?"

"તું રોબસપીએરને જાણીતી છે? તેમ જો હોય તો હું એક સાટું તારી સાથે કરવા માગુંછું."

પ્રજાસત્તાક રાજ્ય થયેલું જોવાને લોકોની જે ટોળી ઉભી થઈ હતી, તેઓનો વડો તે રોબસપીએર હતો, જે અતિ ઘણા ઘાતકી દિલનો દયાહીણ શખ્સ હતો. તે ઉમરાવોને પકડી વગર રહેમે કતલ કરાવતો. તેની ટોળીનો તે આગેવાન હતો.

"મારા નામથી રોબસપીએર મને ઓળખે છે, એમ હું જાણું છું. તેણે મને કદી જોઇ નથી, પણ મારૂં નામ તેણે સાંભળ્યુંછે."

"મારે તેજ જોઇયે છે. તારૂં નામ તે જાણતો હોય તો બસ. હવે સાંભળ, આ મારાં કપડાં તું જુએ છે, તે તારાં કપડાં કરતાં ઘણાં કિંમતી છે. તે હું તારી સાથે બદલવા માગું છું. તેનાં બદલામાં હું તને સારી રકમ આપીશ. તારાં કપડાં પહેરીને હું બહાર જઇશ તેટલી વાર તું આ કપડાં પહેરી અત્રે છુપાઇ રહેજે. તેને માટે આ એક

હજાર ફ્રાંક મારી પાસે છે તે લે, બાકીના પછી આપીશ."

"મારાં કપડાં પહેરીને તમે ક્યાં જશો?"

"હમણાં આપણે જ્યાંથી આવ્યાં ત્યાં."

"હાં હું હવે સમજી! તમે તમારા કિંમતી પોશાકથી એક ઉમરાવખાતુ દાખલ પકડાઇ આવો તેથી મારાં કંગાલ કપડાં પહેરીને બહાર જવા ઇચ્છો છો! આપણી આંખો અને વાળનો રંગ એક સરખો છે. વળી આપણો બાંધો પણ એકમેકને મળતો છે, જેથી મારાં કપડાંમાં તમે ભિખારી મેરી જેવાં જણાશો!"

થોડા વખતમાં પેલી ખૂબ લાડમાં ઉછરેલી, મહેલમાં વસેલી, ઝવેરમાં રમેલી, પારિસના અમીરી મંડળમાં સર્વેની વહાલી, સર્વેની લાડકી, મેરી ડી નાન્તીસ, તે કંગાલ વખતને વશ થઇ, ઘાતકી શખ્સોને ઠગવા પારિસમાં જાણીતી થયેલી એક ભિખારી મેરીનાં કંગાલ ચીંથરેહાલ કપડાં પહેરી લઈ મહોલ્લામાં બહાર પડી. અને તે શાને ખાતર?

ધન્ય છે તે બહેનને, કે જે પોતાના જાનની દરકાર કર્યા વિના પોતાના ભાઇને ખાતર તેવા ભયંકર વખતે બહાર પડી—તેને બચાવવાને વેશ બદલી આગળ વધી.

એ મેરી ડી નાન્તીસની કહાણી ઘણી કરૂણારસ ભરેલી છે. તેના ઉમરાવ પિતાને અને બે વડા ભાઇઓને પેલા પ્રજાસત્તાક રાજ્યની તરફેણવાળા દયાહીણ નાતરસ બદમાસોએ પકડી જઈ, પારિસના એકેએક ઉમરાવોને જડમૂળથી ઉખેડી નાંખી પ્રજાનું રાજ્ય સ્થાપવાના ઘાતકી વિચારથી રહેંશી નાંખ્યા હતા—દુષ્ટ રોબસપીએરના ક્રૂર વિચાર અને હુકમથી તેઓને ગરદન માર્યા હતા. ત્યારબાદ મેરી અને તેનો બાકી રહેલો એક ભાઇ તે ઘાતકી વરૂઓના હાથમાંથી સટકીને છુપાતાં ફરતાં હતાં, પણ થોડાક કલાક થયા મેરીનાએ ભાઇને પણ તે

નિર્દય શખ્સો ઉપાડી ગયા હતા. તે બિચારો અંતે ઓળખાઇ આવ્યો હતો. હવે મેરીની નિરાશાની હદ હતી નહીં. તે પોતાના ભાઇને નાહક મરાઇ જતો બચાવવા ભિખારી મેરીનો વેશ લેઈ બહાર પડી.

મહોલ્લાઓ પસાર કરીને તે છોડી પેલા હેવાનિયતભર્યા કામની જગ્યા ઉપર આવી ઉભી; અને લોકોની ભીડને દૂર કરી અંદરને અંદર ચાલી ગઇ. અંતે છેક નાશકારક જગ્યા આગળ જઇને તે અટકી. તેને યાદ આવ્યું કે જો તે ગમગીન ચહેરો રાખશે તો પકડાઇ જશે, તેથી ભિખારી મેરીના વેશ માફક ચાલવાને તે હશી. તે હસવાના અવાજ કરતાં એક હજારવાર રડવાનો અવાજ પરવડે; તેનાથી તેટલો કમકમાટ ઉપજે નહીં, તેવો તે હસવાનો અવાજ હતો. મેરી પોતે તે અવાજને કદી વીસરી હશે નહીં. તે કઠોર કમકમાવનારૂં હસવું હતું.

"ઓહો! વળી બીજા બડેખાંઓનું ટોળું આવ્યું!"

હેવાન જેવું સખ્ત દિલ ધરાવનારાઓ તે ટોળામાંથી પોકારી ઉઠ્યા. મેરીનું લોહી બંધાઇ ગયું, પણ તેણે જબરાઇથી નબળાઇનો હુમલો પોતા ઉપર ફાવવા દીધો નહીં. તેણે બીજું એક ઉમરાવોનું ટોળું આવતું દીઠું. કમનસીબ, વગર ગુનાહે માર્યા જતા એ ઉમરાવ શખ્સોનું જે ટોળું આવ્યું, તે ટોળામાં તેનો ભાઇ પહેલો ચાલતો હતો. બેધડક મજબૂત પગલે અને મગરૂર ચહેરે તે પગથિયાં ઉપર ચઢવા લાગ્યો, જ્યાંથી ગરદન મારવાની જગ્યા ઉપર જવાતું હતું. તે બિનદહેશતે તે જગ્યા તરફ ચાલ્યો. મેરી હમણાં સુધી પોતાના ભાઇને જોઇને હિંમત હારી ગઇ હતી; પણ તેને છેક લગોલગથી જતો જોઇને તેને પાછી હિંમત આવી. પોતાના ખાનદાનના એક પૂરા વહાલા કુળદીપકને બચાવી પોતાના પિતાનું નામ કાયમ રાખવાનો તે બહાદુર છોડીએ વિચાર કીધો. આગમચથી ગોઠવી રાખેલા બેત પ્રમાણે તે છલં-

ન મારી પગથિયાંઓ ચઢી જઇ વ્હાલથી ભાઇના હાથ ઝાલીને બોલી, " આનું શું કારણ ? તને શા વાસ્તે અહિં લાવવામાં આવ્યો છે ? મારા ભાઇ ! અહિં તો ફક્ત ઉમરાવોનેજ મારવામાં આવેછે !"

" બાજુ થા રે, ઓ કંગાલ છોકરી !" એક ખવીસ બોલ્યો.

" મને જ્યાંસુધી જણાવવામાં નહીં આવે, કે મારા ભાઇને શા વાસ્તે ગરદન મારવામાં આવેછે, ત્યાંસુધી હું બાજુ થનાર નથી." મેરી હિંમત ધરીને બોલી.

" તારો ભાઇ !" કેટલાક ખવીસોએ હેરત થઇને પૂછ્યું.

" હા, એ મારો ભાઇ છે. "

" તું કોણ છે ત્યારે ?"

" હું ભિખારી મેરી છું. શું તમે મને નથી ઓળખતા ?"

સર્વે હેરત થયા.

" હા, અલબત્ત ! હમે તને ઓળખીએ છીએ. પણ આ કાંઇ તારો ભાઇ નથી. "

" એ મારો ભાઇજ છે, એને પૂછો. "

હમણાં સુધી તેનો ભાઈ એન્ટોનીયો ડી નાન્તીસ તે ચીંથરેહાલ છોડી તરફ તિરસ્કારની નજરથી જોતો ઉભો હતો. એવી તાલમેલથી મેરી ભિખારી મેરીમાં ફેરવાઈ ગઇ હતી કે, તે ભાઇ પોતે પોતાની વહાલી બહેનને પીછાણી શક્યો નહીં. પણ પછી મેરીની હિકમત તરફ તેનું ધ્યાન પહોંચ્યું, જેથી તે બોલ્યો,—

" ઓ મારી વહાલી બહેન !"

" શું ખરેખર આ તારો ભાઇ છે ?" હવે જુલ્મી રોબસપીએર પોતે બહાર નીકળી આવીને બોલ્યો.

" હા, પણ આ લોક મારૂં માનતા નથી."

"પણ એનું નામ જુદું છે."

"તે વિષે તમારી કાંઈ ભૂલ હશે; એને મોકળો કરો."

"આ છોકરી ખરૂં બોલે છે કે તું તેનો ભાઇ છે?"

"હા." તેના ભાઇએ જવાબ દીધો.

"ત્યારે શું તું ડી નાન્તીસના ઉમરાવી ખાનદાનનો નથી?" રોબસપીઅરે નિરાશાથી પૂછ્યું.

"હું કહુંછું તે સાંભળોછો કેની? હું એનો ભાઇ થાઉંછું; એ મારી સગી બહેન છે." તે જુવાને જણાવ્યું.

"ત્યારે તું ડી નાન્તીસના ખાનદાનનો નહોતો અને આ મેરીનો ભાઇ હતો, એમ હમને પેહલાં કેમ ના જણાવ્યું?"

"કોઇ મારૂં માનત નહીં, કારણકે મારાં કિંમતી કપડાં તેની વિરૂદ્ધ હતાં. મારા ઉમરાવી પોશાક ઉપરથી તમારા માણસોએ મને ઉમરાવ ધારી પકડવાની ભૂલ કીધી. હું કહેવાનો હતો કે, હું આ ભિખારી મેરીનો ભાઇ છું, પણ મને ચુપ રહેવા જણાવ્યું હતું." આમ તે બોલ્યો. હવે ઘાતકી રોબસપીઅરે તે જુવાનની આંખો તરફ થોડો વખત ધારી ધારીને જોયું પછી તેની બહેન તરફ ફર્યો અને પોતાની તીણી આંખો તેના ચહેરા તરફ ટેકવી. મેરી ઘણી બીની. રખેને પકડાઇ જવાય તેથી અંદરખાનેથી તે ધ્રુજતી હતી, પણ બહારથી હિંમતવાન દેખાવ કરી ઉભી રહી. પછી તે આદમીના અવતારનો સેતાન પોતાના માણસો તરફ ફરીને બોલ્યો,—

"એને છોડી મેલો!"

આ બોલો સાથેજ જુવાન એન્ટોનીયો ડી નાન્તીસને છોડી મેલવામાં આવ્યો. સાંકળોથી છૂટો થતાંજ તે પોતાના વહાલી બહેનનો હાથ મમતાથી ઝાલીને તે જીવલેણ પગથિયાં ઉતરી ભીડમાં ભરાઇ ગયો.

લોકોએ તેને પોતામાંનો એક સમજીને તેને માટે ખુશાલી બતાવી. હજી તે ફ્રેંચો જીવસટોસટની હતી; હજી પણ પકડાઇ આવવાનો સંભવ હતો. ભિખારી મેરીના ઘર નજદીક તેઓ આવી લાગતાં મેરી ડી નાન્તીસે પોતાની હોંશ ખોઇ દીધી. તેનો ભાઈ ગુંચવાઇ ગયો. એટલામાં ભિખારી મેરી તેમને મળીને પોતાને ત્યાં લેઇ ગઇ, જે મેરી ડી નાન્તીસના ના કહેવા છતાં બહાર નીકળી હતી. એવાં કિંમતી કપડાં પહેરીને ચિખાવલી મેરી વળી ઘરમાં ભરાઈ પણ રહે કે! જ્યારે મેરી ડી નાન્તીસ હોશમાં આવી, ત્યારે તે ભાઇને ભેટી. પછી પોતાના છુટકારા માટે તે બેઉએ પરમેશ્વરનો પાડ માનવા તેની બંદગી કરી.

ત્યારબાદ ભિખારી મેરીને નવાજી તે ભાઇ બહેન હવે પારિસથી છેક કંટાળીને કોઇ બીજી જગાએ જઇ સુખથી રહ્યાં. એ રીતે મેરી ડી નાન્તીસે પોતાના ખાનદાનના દીવાને બુજાતો બચાવી લઇ પોતાનું નામ તવારીખમાં અમર રાખ્યું. અને પોતાની જાતિને મગરૂરી કરવા જોગ દાખલો બેસાડ્યો.

## ૧૧.

# શાર્લોટ કૉરડેની કહાણી.

પહેલી નજરે જોતાં એક ઓરત, જેના હાથ ઉપર લોહીના ડાઘ પડેલા છે, તેનું વૃત્તાંત લખવું અને તેને એક બહાદુર સ્ત્રીનું નામ આપવું, એ વિલક્ષણ લાગશે; પણ જે દયાહીણ શખ્સ આ શાર્લોટ કારડેની છરીથી જખમી થઇ મરણ પામ્યો, તેનાં કાળાં કર્તુકો, સ્વદેશ પ્રત્યેની તેની ઠગાબાજીઓ, અને નિર્દોષોની તેણે કરાવેલી કતલોને માટે તે એવા મોતને કેટલો લાયક હતો, તે અમારાં સુજ્ઞ વાંચનારાંઓ ફક્ત તેનું પાપી નામ જાણતાંજ જોઇ લેશે. તેમજ વળી બીજા હાથ ઉપર આપણે તે ગુંન્હેગાર પણ ઉમરાવ દિલની "વીરનારી"ના જીગરની ખરી નેમ જાહેર કરી તેને ઇનસાફ આપવાને ચૂકવું જોઇતું નથી. પોતાની જીંદગીના જોખમે, પોતાના દેશના ભલાને માટે તેણે આ કર્મ કીધું. પણ તે કર્મ શું હતું ? તે પેલા ફ્રાંસના રહીશ સેતાનીયત ખવાસના મેરેટનો જાન લેવાનું હતું.

ફ્રાંસમાં રોજ લોહીની નેહેર ચલાવનાર, નિર્દોષોને દુઃખી કરનાર, ગુનેહગારોને આશરો આપનાર, જેનું નીમક ખાય તેને દગો દેનાર, દરેક જણથી ધિક્કારાયેલા, ખુની, દગલબાજ મેરેટને, મારાં સુજ્ઞ વાંચનાર ફ્રાંસની તવારીખમાં અચ્છી તરેહથી ઓળખતાં હશે.

લોકોના સુખ અર્થે, પોતાના જુવાન જાનનો ભોગ આપનારી આ પરદુઃખભંજન બાનુએ, જ્યારે પોતાનું નામ એક બહાદુર સ્ત્રી દાખલ જાહેરમાં પંકાવ્યું, ત્યારે ફ્રાંસનો મામલો કેવો હતો તે આપણે તપાશીયે.

લોકો જેમ ઇચ્છતાં હતાં તેમ, બાદશાહીનો તદ્દન નાશ કરી, તેઓ તેના કાયદા તળેથી છૂટાં થયાં હતાં. ફ્રાંસના રાજા સોળમા લુઇ અને તેની રાણી મેરી એન્ટોઇનેટના જાન તે કિર્ત્તારને હવાલે કર્યા પછી, તેઓએ છૂટાપણાનો દમ લેવાના સુખી વિચારો કીધા હતા; પણ તે ખ્યાલીજ હતા. તેઓને માલમ નહોતું કે આતો તેઓ ઉલટા ઓલામાંથી ચૂલામાં કૂદી પડ્યા છે.

ફ્રાંસના રાજ્યની લગામ કોઇ બળવાખોર ટોળીએ હાથ કીધી; અને તે ટોળીનો વડો "મેરેટ" તો જાણે ફ્રાન્સને ઉજ્જડ કરવાને જન્મ્યો હોય, તેમ રોજના હજારો જીવડાને "બેસ્ટિલ" નામના કેદખાનાના કિલ્લામાં હવા ખાવા મોકલતો, જ્યાંથી મોતજ તેઓનો છૂટકો કરતું!

એ મેરેટના નીચલા વૃત્તાન્ત ઉપરથી તેની ચાલચલણનો કંઈક ખ્યાલ હમારાં વાંચનારાંઓને મળશેઃ—

જે. પી. મેરેટ ઇ. સ. ૧૭૪૪ માં જન્મ્યો હતો. તેની ઉંચાઈ પાંચ ફીટની હતી. તેનો ચહેરો કદરૂપો અને માથું આકારમાં રાક્ષસ જેવું હતું. કુદરતી તે ઘણો હિંમતવાન હતો. તેનો સ્વભાવ કીનાખોર, ખાસીયત વિકાળ અને જીગર નિર્દય હતું. આજ સુધી તેના જેવો પક્કો કાવત્રાંબાજ કોઈ લેખાયો નથી. પહેલાં તે ડાકટરનો અભ્યાસ કરતો હતો; અને પારિસમાં રાજા લુઇ સોળમાના ભાઇ "કાઉંટ ડ આરટોઇસ" ના ઘોડાનો ડાકટર થવા પામ્યો હતો.

બળવાની શરૂઆતમાં તેણે "People's Friend" નામનું એક ન્યુસપેપર પ્રકટ કરવા માંડ્યું, જેમાં તે પ્રજાને બળવો કરવાને ઉશ્કેરતો હતો. એક વેળા એક ઉમરાવ "લા ફૅાઅર્ટે" તેના મકાનને આગ લગાડી, પણ તે ભોંયરામાંથી નીકળી નાશી ગયો.

તે પછીના આગસ્ટ માસમાં એ મેરેટે મ્યુનિસિપાલિટિનો મેમ્બર થઇ પોતાની પહેલી એક નરમ રૂ જેવી (!) માગણી કીધી; તે એજ કે, દરેક કેદખાનાને સળગાવી મૂકી બે લાખ સીત્તેર હજાર ઉમરાવોને કતલ કરવા! આ પછીથી તેને " જેકૉલીન " મંડળીનો પ્રમુખ બનાવવામાં આવ્યો. પોતાનો આ હોદ્દો તેણે લોકોના લોહીની નેહેર ચલાવવામાં અચ્છી રીતે બજાવ્યો. એક ભુખ્યા વરૂની પેઠે તે નાનાં બચ્ચાંઓના કલેજાં ફાડે તેવા પોકારો અને જુવાન વિધવાઓની મુંગી હાય જોવા અને સાંભળવાને ચારે તરફ ફરતો હતો. પણ આ બધાના બદલામાં એક દિન તે પોતે કેવી ઘાતકી રીતે કપાઇ જનાર હતો, તેનો ખ્યાલ તો તેને ક્યાંથી આવે ?

તે વેળાએ " કૅઅન "ના નાના ગામડા માંહેલા એક બીસમાર મહેલમાં પેલા જાહેર વખણાયલા કવિ " પીઍરી કૉર્નીલ "ની શિષ્ય વસતી હતી. તેનું નામ " શાર્લૉટ કૉરડે " હતું અને તે ચોવીસ વરસની ઉમ્મરની હતી. તે ઘણીજ ખુબસૂરત, કાબેલ ભેજાની, કંઇક ઝનુની, પણ પરદુઃખભંજન ખવાસની જુવાન બાનુ હતી. તેનો પિતા " ફ્રાનકૉઇસ ડ કૉરડે ડ ઑરમૉટ " પારિસનો એક ઉમરાવ હતો; પણ બળવા પછીથી તે આ નાના ગામડાના એકાંતવાસમાં આવ્યો હતો. નાનપણથીજ વાંચનનો ભારે શોખ હોવાથી શાર્લૉટનું નાનું મગજ દરેક બહાદુર સ્ત્રીઓનાં વખાણવાજોગ કામોની યાદથી ભરાઇ ગયું હતું; અને તે ઉપરથીજ દેશના ભલાઅર્થે તે પોતાનો જાન ખોવાને હિંમતવાન બની હોય તેમાં નવાઇ નહીં.

તેણે જોઇ લીધું કે તેની જન્મભૂમિની ખુવારી કરનારો પેલો કંગાલ મેરેટ જ હતો. આવી વેળાએ ભયંકર અફવાઓ ઉડતી હતી કે, મેરેટ પોતાના શક ઉપરથી ચોક્કસ સંખ્યાના ઉમરાવોને કેદ કીધા

છે, જેઓને તે ખરા બપોરે ગરદન મરાવનાર છે. તે ઉમરાવો માંહેલા બે હજાર "લાયન્સ" શહેરમાં, ત્રણ હજાર પાંચસો "માર્સેલ્સ"માં, ખુદ પારિસમાં અઠ્ઠાવીસ હજાર અને બ્રિટેન અને તેનાં ગામડાંમાં ત્રણ લાખ હતા. જ્યારે એ ખુનરેજીની વાત શાર્લોટ કૉરડેના કાન ઉપર આવી, ત્યારે તેણે પોતાના જાનના બદલામાં, તે નિર્દોષોને બચાવવાનો મક્કમ ઠરાવ કીધો.

સાતમી જુલાઇએ તે "આર્ગેટા" ખાતે, જ્યાં તેનો બાપ અને બહેન રહેતાં હતાં ત્યાં ગઈ. તેઓને ઈંગ્લાંડ જવાનું બહાનું બતાવી બાપના આશીર્વાદ મેળવી છેલ્લી સલામ કરી, તે ત્યાંથી પારિસ જવા ઉપડી. પોતાની કમાઇનાં નાણાંમાંથી તેણે કેટલીક ઉમદા ચીજો ખરીદી, પોતાનાં દોસ્ત આશનાવોને યાદગીરી દાખલ નજર કીધી.

ગુરૂવાર તા. ૧૧ મી જુલાઇના બપોરે તે પારિસ જઈ પહોંચી. ત્યાં તેણે તે આખો દિવસ અને રાત એક હોટેલમાં કાઢયાં. અને બીજીજ સવારે તે પોતાના વિચારો પ્રમાણે, પોતાના પહેરણમાં એક છરી છુપાવી મેરેટના મકાન તરફ ગઈ. પોતાની નેમ સંપૂર્ણ રીતે પાર પાડવા તેણે મેરેટ ઉપર એક કાગળ લખીને જણાવ્યું કે, તે અમીરોનું એક ભયંકર કાવત્રું જાણતી હતી, તે તેને જાહેર કરવા માગેછે.

બહાર નોકર સાથે કંઇક રીકઝીક થયા પછી અંતે તેને અંદર જવાની પરવાનગી મળી. મેરેટનું આ મકાન ઘણુંજ નાનું અને સાદું હતું. તે પોતાના ઓરડામાં લખવામાં ગુંથાયેલો હતો. તેના સવાલોના જવાબ તેણે હિંમતથી આપ્યા. "કેઅન" તરફ છુપાં નાશી જનારાંઓની ટીપ, તેણે મુંગે મોઢે લખાવી. તે નામો લખી રહ્યા બાદ તે કંગાલ શખ્સ ખુશાલીથી બોલ્યોઃ—

"આહા! આહા! એક અઠવાડિયામાં તો એઓ બધાં દોજખ (નરક) માં જઈ વસશે."

આજ પળે શાર્લોટ કૉરડેએ પેલી છુપાવેલી છરી એકદમ બહાર કાઢીને તેની છાતીમાં ઘોચી દઇ તેનેજ દોજખમાં પહોંચાડી દીધો. એક નાની ચીસ સિવાય બીજો કંઇપણ અવાજ તે કમબખ્ત શખ્સના ગળામાંથી નીકળ્યો નહીં. ત્યાર પછીનો ભયંકર બનાવ ચીતરવો મુશ્કેલ છે. મેરેટના નોકરોના કળકળાટ અને પોકારોથી તે ઘર કીડી મંકોડીના દરની પેઠે આદમીઓથી ઉભરાઇ ગયું.

તે જુવાન છોડીને મેરટના દોસ્તોના હાથમાંથી કડકે કડકા થઈ જતી બચાવવાને સત્તાવાળાઓને ખરેજ ઘણી મુશ્કેલી પડી.

તેને લઇ જઇને નજદીકના બંધીખાનામાં પૂરવામાં આવી, જ્યાં તેના હાથ બાંહેલી પેલી છરી ઉપરથી તેને સવાલ કરવામાં આવ્યો કે,—

"આ છરી કોની છે?"

"મારી."

"તને આ કર્મ કરવા કોણે ઉશ્કેરી હતી?"

"કોઇએ નહીં." તેણે શાંતપણે જવાબ દઇ દઢતાથી ઉમેર્યું, 'મેં જોયું કે માંહોમાંહેની લડાઇથી ફ્રાંસનો નાશ થશે; મેં જોયું કે મેરેટજ મારા દેશનો નાશ કરનાર છે; અને તેથીજ તેનો જાન લેવા ખાતર, મેં મારા જાનનો ભોગ આપી મારી જન્મભૂમિને બચાવી છે."

"આ છરી તેં ક્યાંથી મેળવી? પારિસમાં તું કિયા કિયા આદમીઓને મળી? ગુરૂવારના દિવસથી તેં શું શું કીધું?"

આ સવાલોના જવાબમાં તેણે ખુલ્લા દિલે સર્વ એકરાર કીધો.

બીજે દિને તેની તપાસ ચાલી. તપાસ દરમ્યાન તે તદ્દન શાંત દીસતી હતી. તરતજ તેને ગરદન મરાવવાનો હુકમ મળ્યો.

એક ભયંકર ઉશ્કેરાયેલા ટોળા વચ્ચેથી શાર્લોટ કૉરડેને તે નાશકારક ઢીમચા (વધસ્તંભ) આગળ લેઇ જવામાં આવી. તેના બદન ઉપર ખુની-ઓને પહેરાવવામાં આવતો લાલ પોશાક હતો. તે ઝનુની ટોળાના પોકારોથી જરાપણ નહીં બીતાં તે વીરનારી શાંત ચહેરે ગાડામાંથી ઉતરી ઢીમચા નજદીક ગઇ. એક પળ તેનો ચહેરો ફિક્કો દેખાયો; પણ પછી ખુદાનું નામ લેઈ તેણે ધુંટણપર પડી પોતાની રૂપેરી ડોક હેડે નમાવી, કે બીજીજ પળે તેનો બહાદુર જાન તે પરવરદિગારની જનાબમાં જઈ પહોંચ્યો!

લોકોની ઉશ્કેરણી આ વેળા હદ બહારની હતી. મેરેટના મળતિયાઓનો કીનો નરમ પડયો, પણ લોકોને તો કીનો લેવો હતો. તેઓની સલામતી ખાતર જાન આપનાર એ જુવાન બહાદુર નારના આ હાલથી, લોકો ઘેલા દિવાનાની પેઠે "પ્લેસ ડયુ કેરોસલ" તરફ ધસી ગયા. ત્યાંની એક ઊંચી સરસ બેઠક ઉપર મેરેટના દોસ્તોએ તેનું "બસ્ટ" મેલ્યું હતું તેને તોડી પાડી, ભાગી ભૂકો કરી, ગટરમાં નાંખી, તેઓએ પોતાનો કીનો નરમ પાડયો.

૧૨

# એસ્થર.

એસ્થર નામે એક યાહુદણ કુમારિકા હતી, જે અતિ ખુબસૂરત હતી. તેના વડીલોને શાહ "નેબુશડનેઝર" કેદ કરી બેબીલોન તરફ ઘસડી ગયો, જેથી આ બિચારી છોડી નિરાધાર નાવારસ થઈ પડવાથી તેને તેના એક પિત્રાઈ નામે મોરડીકાઇએ પાળીપોશીને મોટી કીધી. એ મોરડીકાઇ ઇરાનના શાહને ત્યાં એક હોદ્દેદાર હતો.

જ્યારે ઇરાનના શાહ હાસ્યુરસે પોતાની બાઇડી "વેશતી"ને તેના નહીં જણાયલા કાંઇ વાંકને માટે રાણીના હકમાંથી રદ કરી કહાડી મૂકી, ત્યારે બીજી બાઇડી કરવાને આખા ઇરાન રાજ્યના તાબાની સુંદર કુમારિકાઓને "સુશાન" મહેલમાં એકઠી કરવામાં આવી, કે જેથી શાહને જે ગમે તે પસંદ કરે. આ સઘળી સુંદરીઓમાંથી શાહની પસંદગી આપણી યાહુદણ કુમારિકા એસ્થર ઉપર ઉતરી; અને અતિ ઘણી ધામધુમ સાથે તેને તાજ પહેરાવી શહેનશાહબાનુ બનાવવામાં આવી.

શાહ તેની જાતથી યા તેના વડીલોના કિસમતથી અજાણ્યો હતો; તે જાણતો નહોતો કે ખુબસૂરત એસ્થર એક યાહુદણ હતી.

તેણે અજાણપણે પોતાના વજીર હામાનને ફરમાવ્યું, કે સર્વે યાહુદીઓને જડમૂળથી ઉખેડી નાંખી તેઓનો નાશ કરી તેઓની સઘળી માલમિલ્કત જપ્ત કરવી.

મોરડીકાઇએ—રાણી એસ્થરના પિત્રાઇએ—એ વાત જાણતાંજ રાણીના કાનપર નાંખી તેને કહ્યું કે, "તેનાં સગાંવહાલાં અને જાતભાઇજ નહીં, પણ તે પોતે પણ આ હુકમમાં આવેલી કહેવાય, જેથી તેનો પણ નાશ થશે." તેથી તેણે તેને અરજ કરી કે, "તેણે પોતાની જાતહિંમત વાપરી પોતાના બાદશાહી ધણી પાસે જઈ પોતાને અને પોતાની જાતને બચાવવી." વળી મોરડીકાઇએ શાહના હુકમનામાની એક નકલ એસ્થરપર મોકલી વધુ જણાવ્યું કે, "ખુદ તેણે પોતે શાહ પાસે જઈ પોતાની મીઠી જુબાનથી તેના ઉપર અસર કરી પોતાને અને પોતાની જાતને બચાવવી. શાહ પાસે પોતે જાતે અરજ લેઇ જવાથી શાહ તેનું માનશે."

એસ્થરે જવાબ વાળ્યો કે, "શાહના માણસો અને તેની આખી રૈયત જાણેછે કે શાહની પરવાનગી મેળવ્યા વિના એકએક તેની હજુરમાં અરજ લઇ જનારને તે મારી નખાવે છે. ફક્ત જે ધણી તરફ તે પોતાનો રાજદંડ ઉઠાવે છે અને તેને તે ધણી જો હાથ લગાડે છે, તો તેને જતો મૂકવામાં આવેછે. હજી ત્રીસ દહાડા થયા તોપણ શાહે મને પોતાની દરબારમાં તેડી નથી."

આ આશા તોડનારા જવાબથી નિરાશ નહીં થતાં મોરડીકાઇએ ફરી એકવાર તેને અરજ કરી કે,—

"ખુદાએ એવું જાણીનેજ તને રાણી કીધી હશે, કે જેથી યાહુદીઓની જાત બચે; વાસ્તે હજી પણ હિંમત પકડી કાંઈ કરવું."

આ ઉપરથી એસ્થરે કહેવડાવ્યું કે, "મારે માટે અને સર્વેને માટે ઇરાનના રાજ્યમાં વસતા દરેક યાહુદીએ ત્રણ દિવસ ઉપવાસ પાળી ઉપાસનામાં આખો દિવસ ગાળવો. ત્રીજે દિને હું શાહની દરબારમાં અ-

રજા લેઈ જાઇશ. તેમ કરતાં જો હું મરૂં તો કાંઈ ઘણું કહેવાશે નહીં; મારી જાતિને બચાવવા જતાં હું મારા જાનની દરકાર કરતી નથી.”

આ તે ભલી, બહાદુર, વફાદાર એસ્થરના બોલો હતા.

ત્રીજે દહાડે તે પગથી માથા સુધી જવાહીરનો શણગાર સજીને બાદશાહી ભપકો કરી નીચી નજરે પોતાના બાદશાહી ધણીના તખ્ત પાસે જઈ ઉભી. તે વખતે ઇરાનનો શાહ સમજ્યો કે સ્વર્ગમાંથી આ કોઇ રૂપવંત ફિરેસ્તાઇ અવતાર તેની હજુરમાં આવી ઉભો છે. શાહે તેનો તેવો દેખાવ જોઇ કાંઇપણ વિચાર્યા વિના પોતાનો રાજદંડ તે ધ્રુજતી સુંદરી તરફ ઉંચક્યો. એસ્થરે બે ડગલાં આગળ ભરી ઉતાવળમાં પોતાનાં નાજુક આંગળાં તે રાજદંડની ટોચપર ગોઠવી દીધાં અને પછી ઉચું જોવાની હિંમત કીધી.

શાહે જ્યારે તે ફિરેસ્તાઈ અવતાર પોતાની બેગમનોજ જોયો, ત્યારે તે ગુસ્સે થવાને બદલે ઓર રાજી થયો; અને ખુશ મિજાજે બોલ્યો,–

“માગ એસ્થર, તારે શું જોઇયે છે? તારે શાની ગરજ છે? તું જે માગશે તે આપવામાં આવશે. મારૂં અડધું રાજ્ય આપવાને હું તૈયાર છું.” શાહની મહેરબાની મળી ચૂકી. એસ્થરને હિંમત આવી. તેણે ધીમે ધીમે શાહને પોતાની હાલત અને અરજ કહી સંભળાવી. તે ફિરેસ્તાઇ અવતાર જે કહે તે તુરત કબૂલ કરવા શાહ તૈયાર હતો, જેથી યાહુદીઓના દુશ્મનોની ધારણા ધૂળ મળી. તેઓની (યાહુદીઓની) જાત તારાજ થતી અટકી. ત્યારથી સર્વે યાહુદીઓ એસ્થરને પોતાની જાતિને બચાવનારી કહી પૂજવા લાગ્યા.

તે દહાડે “પ્યુરીમની મીજબાની” થઈ અને તેજ દહાડો આજ સુધી દરેક દેશેદેશ વસતા યાહુદીઓ તેહેવાર તરીકે પાળે છે.

૧૩.

# મેરી નિકોલસ.

રશિયાના એક આગલા શહેનશાહની બેટી મેરી નિકોલસબાનાની ખુબસુરતી માટે એવું કહેવાયછે કે, જો તે એક ખેડુતને ત્યાં ગરીબ ઝીંદગીએ જન્મી હોત, તોપણ એક રાજવંશી તેનો હાથ મેળવી તેને પોતાની રાણી અને તાજની ધણીયાણી બનાવવાને મગરૂર થાત. આવી આ ચહેરૈનમુન નાજનીન પોતાના ભલા ગુણોથી આખી રશિયન પ્રજાને વહાલી હતી. તેના બાદશાહી પિતાની તો તે આંખોની રોશની અને આ દુનિયાનું એક માત્ર સુખ હતું. તેને જુવાનીના બહારમાં ખીલતી જોયા પછી શહેનશાહે તેના લગ્ન વિષે વિચાર કરી ઘણાક તાજના વારસો ઉપર પોતાની નજર ફેરવી; જેઓમાંના એક ખુબસુરત, માતબર અને સૌમાં જોરાવર જુવાનને પસંદ કરી, તેણે એક દિવસે એક બાપના વહાલથી હસીને પોતાની બેટીને કહ્યું,—

"મારા બચ્ચા, તું હવે પરણવાની ઉમ્મરમાં આવી છે. મેં તારે માટે એક શાહજાદો પસંદ કર્યો છે, જે તને પોતાની રાણી કરી સુખી રાખશે."

"મને સુખી કરશે ?" જુવાન શાહજાદી એક હાય મારીને બોલી. પણ પોતાના પિતનાં બચાંને આંખમાં જોઇ તેણે ધીમે સાદે કહ્યું,—

"બોલો, પિતા બોલો, હું આપના નામદારને તાબે થઇશ."

"તાબે થઇશ ?" શહેનશાહ કંઇક દુઃખની લાગણી સાથે બો-

મો,—"શું ત્યારે તું તાબેદારીની ફરજ ખાતરજ મારા હાથથી એક ધણીને કબૂલ કરશે?"

તે જુવાન બાનુ ગમગીન ચહેરે ચુપ બેશી રહી.

"તેં શું કોઇને વચન આપ્યું છે?"

ફરી ચુપકીદી.

"ખુલાસો કર, મેરી! હું તને હુકમ કરૂંછું."

જે બાદશાહના એક હુકમની આંગળીથીજ તેની સાઠ લાખ પ્રજા શિર નમાવતી, તેનો હુકમ તોડવાની કોઇ પણ હિંમત કરતું નહીં.

તેજ પ્રમાણે હમણાં પણ તેના શબ્દોને માથે ચઢાવી પ્રિન્સેસ મેરી તુરત ઘુંટણપર પડી બોલી,—

"પિતા, મારે ખચિત ખુલાસો કરવો જોઇએ. આ હૃદય મેં એક જુવાનને અર્પણ કીધું છે, કે જે વિષે તે બિલકુલ અજાણ્યો છે. અને જો આપ નામદારની મરજી હશે તો તે કદી જાણશે પણ નહીં. હમે એકમેકને માત્ર બે ત્રણ વાર દૂરથી જોયાં છે, પરંતુ એક પણ શબ્દ કોઇ બોલ્યાં નથી."

શહેનશાહ ચુપ રહ્યો. પોતાના આ અમૂલ્ય જવાહીરનું હૃદય જીતી લેનાર કોણ હતો, તેનું નામ પણ પૂછવાને તેણે પહેલાં હિંમત કીધી નહીં. પણ પછી,—

"તે કોઇ બાદશાહ છે?" એમ બોલી અંતે તેણે જાણવા માગ્યું.

"ના પિતા."

"એક રાજવંશી કુટુંબનો સાહેબજાદો છે?"

"ના નામદાર."

"ત્યારે કોઇ ઉમરાવજાદો છે?"

"ના બાવાજી."

એક પછી એક આમ ઉતરતી જતી પદવી પૂછતાં પૂછતાં ઝા૨ને ગળે ગુસ્સાનો ગોળો બાઝયો. તેનો દમ ગુંગળાવા લાગ્યો. અંતે તેણે ખોખારે સાદે પૂછ્યું,-

"કોઇ અજાણ્યો છે?"

"હા." તે જુવાન શાહજાદીએ ધ્રુજતા સાદે કહ્યું.

નાસીપાસીથી શહેનશાહ પોતાની આરામ ખુરશીમાં અઢેલાઇ પડયો.

"તે રશિયામાં છે?" શાંત થવાની કોશીશ કરતાં શહેનશાહે પાછું પૂછ્યું.

"હા."

"સેંટપીટર્સબર્ગ ખાતેજ?"

"હા, નામદાર."

"હું તેને ક્યાં જોઇશ?" ઝારે ઉઠતાં ઉઠતાં ધમકીની ઢબે પૂછ્યું.

"કાલે લશ્કરની કવાયત વખતે."

"હું તેને કેમ ઓળખીશ?" ગુસ્સાથી પગ અફાળતાં બાપે પૂછ્યું.

"તેનાં લીલાં ફુમતાં અને કાળા ઘોડા ઉપરથી."

"ઠીક, જા છોકરી, અને તે જુવાન શખ્સ ઉપર ખુદા રહેમ ઉતારે એવી બંદગી કર."

શાહજાદી ફિકરથી બેભાન થતી પોતાના ઓરડામાં ચાલી ગઇ અને શહેનશાહ પોતાના તરેહવાર તુરંગોમાં એકલો પડયો.

"માત્ર બચ્ચાંસહી મૂર્ખાઇ છે!" અંતે તે પોતાના મનથી બબડયો. એ વિષે મારે શા માટે આટલી બેચેની મનમાં લાવવી જોઇ-

ઓ! વખત જતાં તે તેને વિસરી જશે." પાછો વળી તે ધીમેથી મનમાં ને મનમાં બબડ્યો, "ઓ! નહીંતો મારૂં જોર તેને વિસરી જવા શીખવશે."

આવા મક્કમ શબ્દો તે બોલ્યો તો ખરો, પણ તેના એક પૂરા બચ્ચાનો ગમગીન ચહેરો તેના મગજમાં ધાઇ આવતાંજ તેણે એક દુઃખની હાય મારી.

બીજે દિને જંગના મેદાનમાં કવાયતનો જંગી ખેલ થવા માંડ્યો. ઝારની ગરૂડ જેવી તીણી આંખો પોતાના પાયદળના વિશ્વાસુ સિપાઇઓમાં શોધ કરતી ફરતી હતી. ટૂંક વખતમાં તેની નજર એક કાળા ઘોડાને કાબુમાં રાખનાર લીલાં ફુમતાંની ટોપીવાળા જુવાન ઉપર પડી. પણ તેણે દિલગીરીની એક હાય સાથે જોયું કે તે માત્ર બેવેરીયન લાઇટ હોર્સનો એક કર્નલ હતો. તે જુવાન, ફ્રાંસની ટૂંક વખત થવા પામેલી શહેનશાહબાનુ જોસફાઇનના નાના બેટાનો બેટો, મેકસીમીલિયન જોસફ યુજીન ઓગસ્ટ બોહારનીસ, તે ડયુક ઑફ લ્યુટનબર્ગ હતો. અલબત્ત તે જંગના મેદાનનો એક પ્રખ્યાત સિપાઇ બચ્ચો હતો, છતાં તે શાહજાદી મેરી નિકોલવાનાની પદવીથી તો ઘણો ઉતરતો કહેવાય.

"શું આ બનવાજોગ છે?" ઝાર તેને ઓળખતાંજ ગુસ્સાથી ગાજી ઉઠ્યો.

"મારે ખાત્રી કરવી ઘટે છે." એટલું બબડી તેણે પોતાના એક વિશ્વાસુ અમલદારને મોકલી તે જુવાનને પોતાની પાસે બોલાવ્યો. ખુશ ચહેરે અને નિર્દોષ ઢબે તેને પોતાની નજીક આવતો જોઈ ઝારનો ગુસ્સો દબાઇ શક્યો નહીં. પોતાનું અમૂલ્ય ઝવેર લૂટી લેનાર તે જુવાનને બેજાન કરવાના પાપી વિચારથી તેણે તુરત પોતાની સમશેર

બહાર કાઢી હવામાં ઉંચકી. તલવારનો ચમકાટ અને ઝારનાં ભવાં ચઢેલાં જોઈ જુવાન બોહારનીસ બે પળ તો દંગ થઈ ગયો. પણ બાદશાહ પોતાની તલવાર તે જુવાન ઉપર ઉગામે તે આગમચ તેને એક તીણી ચીચિયારી સંભળાઇ; તેથી પાછળ ફરીને જોતાં તેણે પોતાની ખુબસુરત નાજુક બેટીને દહેશતથી ભાન ભૂલી જઈ પોતાના ઘોડા ઉપરથી નીચે ગબડી પડવાની અણી ઉપર જોઇ. તરતજ બાદશાહના હાથમાંની સમશેર સરી પડી. જુવાન બોહારનીસે વીજળીની ઝડપે દોડી શાહજાદીને પડતી બચાવી લીધી, જે દેખાવ જોતાંજ ઝારે આંખે હાથ દીધા. પછી તે દિને તો શહેનશાહ પોતાની બેટીને લેઇ તુરતજ બાદશાહી મહેલ તરફ રવાના થયો.

ત્યારબાદ ઘણાં અઠવાડિયાં સુધી જેટલું થઇ શકે તેટલું તે બાદશાહી બાપે પોતાની બેટી ઉપર અજમાવ્યું, પણ તે પેલા જુવાન બોહારનીસને ભૂલી શકી નહીં. એક અઠવાડિયું તે સર્વે ચીજને તજીને એકલી બેઠી; બીજું અઠવાડિયું તેણે વિલાપમાં કાઢયું; પણ ત્રીજે અઠવાડિયે તેણે પોતાના બાપને પોતાનો ભોગ આપવા કબુલ્યું, એટલે ઝારને નવી હિંમત આવી. તેનાં લગ્ન એક જાણીતા બાદશાહી કુટુંબી સાથે કરવાના ઇરાદાથી તેણે તૈયારીઓ કરવા માંડી. પણ ચોથા અઠવાડિયાને છેડે તો તે મરવા જેવી બેહાલ થઇ પડી. પેલી બાજુએ જુવાન કર્નલ બોહારનીસે પોતા ઉપર બાદશાહની ખફગી ઉતરેલી જોઈ પોતાના શહેર મ્યુનિચ પાછો ફરવાનો ઠરાવ કીધો. છુપી રીતે તે મેરીને વખાણનાર હતો. મેરીની પ્રીતિની તો તેને ખબર પણ નહોતી. તેમજ તે ગરીબ બિચારાની શું તાકાત કે ઝારની બેટીનો એક પળવાર પણ વિચાર રાખી શકે ? તે પોતાની મુસાફરી કરવાની તૈયારીમાં હતો; તેટલામાં ઝારનો એ. ડ. કૉંગ ઝારના હુકમથી તેને બાદશાહી મ-

હેલમાં તેડી જવા-ઝારના ખાસ ખાનગી ઓરડામાં તેડી જવા-આવી ઉભો. અને પાદશાહી પેગામ જણાવીને તુરતજ તેને ઝારના ખાસ ખાનગી ઓરડામાં લેઇ જવામાં આવ્યો.

ઝાર ફિક્કે ચહેરે આંખોમાં ઝળઝળિયાં સાથે બેઠો હતો, પણ તેનું મન મક્કમ થયેલું દીસતું હતું.

"કર્નલ ડ્યુક," ગરૂડ જેવી તીણી આંખોએ તેના ચહેરા ઉપરના ફેરફારો જોતાં શહેનશાહે બોલવાનું શરૂ કીધું,-"તમે આખા યૂરોપમાં એક ખુબસૂરત જુવાન છો એવું કહેવાય છે; અને હું પણ માનું છું કે તમે ઉંચ વિચારના, સંગીન કેળવણી પામેલા, હુનરોના શોખીન, ઉમરાવી ખવાસના અને વફાદાર સાચા દિલના છો. તમે મારી બેટી મેરી નિકોલવાના-તે રશિયાની ગ્રાંડ ડચેસ માટે શું ધારો છો?"

આવી સફાઇથી ખુલ્લા પૂછેલા સવાલે તે જુવાનને એક પળ ચુપ કરી નાંખ્યો. તે ગરીબ જુવાન અલબત્ત તે ખુબસુરતીની રાણીને વખાણનાર હતો. જેમ એક સાદો શખ્સ એક બેહસ્તની પરીને ખુશીથી પૂજે, તેમ તે તેને ખરા દિલથી પૂજતો હતો; પણ બાદશાહની આગળ તેનાથી તે કેમ કબૂલ કરાય! છતાં તે શૂરો જુવાન ન્યાયને ચહાતો હતો.

"નામદાર ઝાર!" મર્દાનગી ભર્યા અવાજે અને બિન દહેશતે કરનલ ડ્યુકે બોલવા માંડ્યું,-"શાહજાદી મેરી નિકોલવાના માટે હું જે ધારૂંછું, તે હું અત્યારે બોલું તો આપ નામદારનો ગુસ્સો મને કચરી નાંખશે; તોપણ જો આપ મને તે બોલવાની રજા આપશો તો હું ખુશીથી મરી જઇશ."

"તું તેને વખાણે છે, એમ તારા બોલવાથી માલમ પડેછે." ઝારે માયાથી હસતાં કહ્યું. અને તે બાદશાહી હાથ, કે જે હાથથી તે જુવાને ગુસ્સાનો જીવલેણ ફટકો મેળવવાની આશા રાખી હતી, તેજ શહેનશાહી હાથે તેને ઝારના વડા એડી—કૅંગની સનદ, તથા માઇનિંગ એન્જીનીયરનો ચીફ—એકેડમી ઓફ આર્ટસનો પ્રેસિડંટ—અને સેંટપીટર્સબર્ગ મોસ્કોક ફીસન કૌન્સિલ અને મિલિટરી સ્કુલનો પ્રેસિડંટ વગેરેના માનભર્યા હોદ્દાઓ એનાયત કરી, છેલ્લે ઇમ્પિરિયલ હાઇનેસનો બાદશાહી ખેતાબ બક્ષી, કેટલાક કરોડની જાગીર ભેટ આપી.

"હવે," ઝારે તે જુવાનની ખુશાલીમાં ખરા દિલથી ભાગ લેતાં કહ્યું,—"તમે બેવેરીયાની નોકરી છોડી દેઇને, શાહજાદી મેરીના ખાવીંદ થશો!"

તે જુવાને ફક્ત પોતાના ઘુંટણ ઉપર પડી ઝારના હાથો પોતાની આંખોમાંના આંસુથી ભીંજવી નાંખ્યા.

"ઉઠ, મારા બેટા! મેં ફક્ત મારી બેટી તરફની મારી ફરજ અદા કીધી છે; મારો નહીં, પણ ખુદાનોજ ફક્ત આભાર માન."

## ૧૪.

# નેપોલીયન બોનાપાર્ટની માતા.

નેપોલીયન બોનાપાર્ટના બાપ ચાર્લ્સ બોનાપાર્ટ વિષે એવું કહેવાયછે કે, તે ઘણા સારા દેખાવનો, છટાદાર બોલનાર, હિંમતવાન ચહેરાનો અને અક્કલમંદ મગજનો હતો. તેણે પોતાની ઘણીખરી કેળવણી રોમ ખાતે લીધી હતી. ઓગણીસ વર્ષની નાની વયે, તે વખતના કાયદા પ્રમાણે તે લેટીશીયા રેમોલીની નામે એક ઉંચ કુળની જુવાન બાનુ સાથે પરણ્યો.

જ્યારે તેના બેટાઓ જોસફ અને નેપોલીયન ૧૧ અને ૧૦ વર્ષની ઉમ્મરના થયા, ત્યારે તે તેઓને સ્કૂલમાં મૂકવાના ઇરાદાથી પોતાની સાથે લેઇને બહાર પડ્યો. જોસફને તેણે ઓટનની બૉર્ડિંગ સ્કૂલમાં મૂક્યો; અને નેપોલીયનને કારસીકાના ગવર્નરની ભલામણથી બ્રીએન્ટની મિલિટરી સ્કૂલમાં મૂક્યો, જ્યાં તે એક શૂરા સિપાઇની પૂરતી તાલીમ મેળવી ભવિષ્યમાં જગજાહેર થયો. નેપોલીયનનો પિતા ચાર્લ્સ બોનાપાર્ટ ૨૪ મી ફેબ્રુઆરી ૧૭૮૫માં ૩૮ વર્ષની વયે મરણ પામ્યો. તેના પેટમાં કાંઇ દરદ હતું, જે બૂરૂં દરદ તેના પ્રખ્યાત બેટાને પણ નાશકારક નીવડ્યું. જ્યારે નેપોલીયનનો બાપ મરણ પામ્યો ત્યારે તેનો આ નામાંકિત બેટો તેની પાસે નહોતો, તેનો બળાપો તે દિકરાને હમેશનો રહી ગયો. નેપોલીયન જ્યારે મોટો હોદ્દેદાર થયો ત્યારે કેટલાકોએ તેને સૂચવ્યું કે, તેના બાપની લાશને ખોદી કાઢી કોઈ સારી જગોએ મૂકી તેને લાયકની કબર બનાવવી. પણ નેપોલીયને એ વાતની

ના પાડી. તે વાતને વીશ વર્ષ વહી ગયેલાં હોવાથી, તેણે પોતાના મુરબ્બીની લાશને ખોદી કાઢી આ ફાની દુનિયાની ફોકટ ફીશિયારીને ખાતર, મરવા પછી નાહક તેનાપર ચુંથણાં પાડવાનું પસંદ કીધું નહીં. તોપણ નેપોલીયનના જાણ્યા વિના તેના ત્રીજા ભાઇ લુઈ બોનાપાર્ટે તેના પિતાની લાશ કઢાવી સેંટ લૅા ખાતે લેઈ જઇ દફનાવી; અને ઘટતા લેખ સાથેનો એક સ્થંભ ઉભો કરાવ્યો.

બોનાપાર્ટના કુટુંબમાં નેપોલીયન પછી તેની માતાને ઘણી અગત્યતા આપવામાં આવી છે.

લેટીશીયા રૅમોલીની, તે નેપોલીયનની મા, એજેશીયો ખાતે ચોવીસમી આગસ્ટ સત્તરસો પચાસમાં જન્મી હતી. તેણે સોળ વર્ષ પૂરાં કરવા આગમચ તેનાં લગ્ન ચાર્લસ બોનાપાર્ટ સાથે કરવામાં આવ્યાં. તે પોતાની ખુબસૂરતી માટે ઘણી વખણાતી અને હિંમત તથા કાબેલીયતને વાસ્તે પણ તે તેટલીજ જાણીતી હતી. કોર્સીકાના લોકોએ છૂટાપણું મેળવવા માટે જે લડાઈ કીધી હતી તેમાં તે પોતાના ખાવીંદ સાથે યુદ્ધના મેદાનમાં જતી. નેપોલીયનના જન્મ આગમચ તે ઘોડેસ્વાર થઈ લડાઇના મેદાનમાં ઉતરી હતી. એ જગજીતનાર નેપોલીયનનો જન્મ પંદરમી આગસ્ટ ૧૭૬૯ માં થયો હતો.

જ્યારે પણ પોતાની માની વાત નીકળતી ત્યારે નેપોલીયન ઘણી મગરૂરીથી તેને માટે બોલતો કે, "તે સ્ત્રીના ધડ ઉપર મર્દનું માથું ધરાવનારી અક્કલમંદ બહાદુર ઓરત છે." અને તેમજ હતું. મર્દો કરતાં વધુ અક્કલ હોંશિયારીથી તે કામ કરતી. જો કે મેડમ લેટીશીયા જ્યારે વિધવા થઇ ત્યારે માત્ર ૩૫ વર્ષની હતી, તોપણ તેને તેર છોકરાં થયાં હતાં, જેમાંના પાંચ છોકરા અને ત્રણ છોકરીઓ હૈયાત હતાં.

એ પાંચ દીકરાઓમાં પહેલો જોસફ, તે પાછળથી નેપલ્સ અને સ્પેનનો રાજા; બીજો શૂરો નેપોલીયન પોતે; ત્રીજો લુશીયન; ચોથો લુઈ, તે પાછળથી હોલંડનો રાજા; અને પાંચમો જેરોમ, જે પાછળથી વેસ્ટફાલ્યાનો રાજા થવા પામ્યો હતો.

છોકરીઓમાં વડી એલીઝા, ગ્રાંડ ડચેસ ઓફ ટસ્કની; બીજી પોલીન, તે પાછળથી પ્રિન્સેસ બોર્ગીઇસ; અને ત્રીજી કેરોલાઇન, તે પાછળથી નેપલ્સની રાણી.

પહેલાં તેઓની હાલત ઘણી ગરીબ હતી, પણ નેપોલીયનને પહેલો હોદ્દો મળતાંજ તેણે પોતાની વહાલી માતાને માટે પૈસાનો સારો બંદોબસ્ત કર્યો. ગરીબીમાંથી અચઆુચ તવંગરીમાં આવ્યાથી મેડમ લેટીશીયા ઘણી હરખાઇ. તે પોતાનાં બચ્ચાંઓ સાથે પારિસ જઇ વસી. ૧૮૦૪ માં જ્યારે તેનો બેટો નેપોલીયન એક સિપાઇમાંથી શહેનશાહ થયો, ત્યારે તેને રાજમાતાનો ખેતાબ આપવામાં આવ્યો અને તેની આવક ૧૦ લાખ ફ્રાંકની થઇ.

તેનામાં એક ઘણી ખરાબ ખોડ હતી, જેને માટે નેપોલીયન ઘણો કકળતો, તે કંજુસાઈ હતી. તે એટલી કરકસર કરતી કે તે કરકસરને નેપોલીયન બસ બખીલાઇજ માનતો. વારે ઘડીએ તે તેને સમજાવતો કે, તે જે પોશાકે દરબારમાં આવતી, તે તેને બિલકુલ છાજતો નહોતો, તોપણ તે તેનું માનતી નહીં.

એક વેળા તેની વડી દીકરી એલીઆ તેને એક સરસ કાપડિયાની દુકાને લેઇ ગઇ. ઘણું ઘણું જોયું તપાસ્યું, પણ તેમની મોંઘી કિંમત રાજમાતાને રૂચિ નહીં, જેથી તેણે ખાલી હાથેજ ઘેર પાછું ફરવા માંડ્યું; આથી અંતે એલીઝાએ પોતાને ખરચે એક શોભાયમાન ગવન ખરીદ કર્યું। આ વાત જાણતાંજ નેપોલીયને મન સા-

થે અફસોસ કીધો કે તેની મા હવે સુધરવાની નથી. તે ઘણુંખરૂં પોતાના કોઇ એક છોકરાને ત્યાં દરરોજ જમવા જતી; અને ટેબલ ઉપર જે કાંઇ સ્વાદિષ્ટ ચીજ વધતી તે તમામ ઉચકીને ઘેર લાવતી અને કહેતી કે, તેના રસોઇયાને એવું સરસ રાંધતાં આવડતું નહોતું. જ્યારે તે હોટેલમાં જમતી, ત્યારે ત્યાં જે કાંઇ ખાણું બચ્યું હોય તે અડધી કિંમતે ખરીદીને ખાતી. વાહ! એ તે શહેનશાહની મા! વળી તે કાંઇ એટલીજ કંજુસ નહોતી! દોસ્ત આશનાવોને ભેટ કરવામાં તે હાથ છૂટો રાખતી! એક વેળા તેણે પોતાના એક જુવાન સગા કેપ્ટનને છ ફ્રાંકની ગંજાવર ભેટ કીધી હતી! પોતાની માતબર સંગીની દુલ્લા જીવની આ ઉમદા બક્ષિસથી તે જુવાનનો જીવ કેવો ખુશ ખુશ થઇ ગયો હશે! તેની દીકરી પોલીન ઘણી ખરચાળ હાથની હતી. તેને નેપોલીયન તરફથી મોટી રકમ મળતી, તેનું કારણ એ કે તે ભાઇની ઘણી લાડકી હતી. પણ એક વેળા જ્યારે નેપોલીયન પોતાની રાણીને પરણી લાવી પોતાને મહેલે પધારતો હતો, ત્યારે એ ચીબાવલી પોલીને અમીર ઉમરાવોના સરઘસ વચ્ચે પોતાની નવી આવેલી ભોજાઇની પીઠ પાછળ પોતાના નાક ઉપર અગુંઠો મેલી આંગળાંઓ હલાવી, તેની બેઅદબીભરી મશ્કરી કીધી. પરંતુ તે ઉપર નેપોલીયનની નજર પડતાંજ તે પોતાની બહેન ઉપર ઘણો ગુસ્સે થયો, અને તેને દરબારમાં આવતી બંધ કીધી. ફક્ત લુશીયન સિવાય મેડમ લેટીશીયાનાં દરેક છોકરાં ગાદીએ બેઠાં. પાછળથી નેપોલીયનને તોફાની થયેલો જોઇને તે વારેઘડીએ બબડતી કે, “એ ઘણું લેવા જતાં થોડું પણ ખોઇ બેસવાનું કરેછે.”

નેપોલીયનની વૉટરલુની હાર વેળાએ તેની માએ તેને ખાતર પોતાનો જીવ પટકી મહેનત કરી તેને પાછો ટટાર કીધો હતો. તે ઘણી વૃદ્ધ વયે મરણ પામી હતી; પણ પોતાની ખુબસૂરતી તેણે ૮૮ વર્ષ સુધી જાળવી રાખી હતી.

## ૧૫.

# સ્પેનની રાણી યુરેકા.

સ્પેન દેશના કાસ્ટીલની રાણી યુરેકા પોતાના તખ્ત ઉપર બેઠી છે. તેની આસપાસ રાજ્યના બહાદુર સરદારો ચુપચુપ બેઠેલા છે. એટલામાં રાણીએ ગુસ્સાથી ભવાં ચઢાવી પોતાનો સફેદ બરફ જેવો હાથ ઉંચો કીધો અને બોલી,—

"સર જોન ડીબ્લે !" તેણે ખૂબ થથરાવનારા અવાજે કહ્યું, "મારી સામે ઉભો રહે."

સરદાર આવી માનથી રાણીને નમ્યો. તે કાસ્ટીલના રાજ્યમાં સર્વેથી બહાદુર લડવૈયો અને વફાદાર સરદાર હતો. તેણે પોતાની હીરાથી મઢી લીધેલી ટોપી માનથી હાથમાં ધરી, ત્યારે તે ટોપીમાંનું સફેત શાહમૃગનું પીછું જમીન સાથે અથડાતું હતું.

"સર જોન ડીબ્લે !" રાણી યુરેકા પાછી ગુસ્સાથી બોલી, "રાજ્ય સામે ફિતુર ચલાવવાના વાંકસર તને ઉભો કરવામાં આવ્યોછે."

"રાજ્ય સામે ફિતુર !" સરદાર અજબ થઇ ધિક્કારથી બોલ્યો. "કોણે મને ગુન્હેગાર ઠરાવવાની હિંમત કીધી છે ?"

"હું પોતે તને ગુન્હેગાર ઠરાવું છું." રાણીએ દૃઢતાથી જવાબ આપ્યો.

"સર જોન, હું તને ગુન્હેગાર ઠરાવવા માટે દિલગીર છું, પણ તેમ થવુંજ જોઇશે. તું તારા વાંકનો ઇનકાર કરી શકશે નહીં."

"મારાં માનવંત રાણી સાહેબ ! મારો ગુન્હો શું છે ?"

" સાંભળ, સર જોન ડીબ્લે, તું જાણે છે કે આપણો કટ્ટો વેરી ને સ્પેનના રાજ્યનો દુશ્મન આલફાસીમ, તે ફોરડોવાનો મુર સરદાર કાલે રાત્રે આપણા શહેરમાં હતો ?"

સરદાર ડીબ્લે ચમકયો ને એક પળ ફિકકો પડી ગયો.

" આહા ! કેમ સાહેબ તમો ધ્રુજો છો ?" રાણીએ તેને સપડાવ્યો.

" શું તે મુર આપણા શહેરમાં મેં જણાવેલા વખતે હતો કે નહિ ?"

" હા, મારાં ભલાં રાણી ! " સરદારે હિંમતથી ખુલ્લો જવાબ આપ્યો.

" અને શું તે તારા મકાનમાં નહીં હતો, સર જોન ડીબ્લે ?"

" હા. "

" તારા મકાનમાં તે શું કરવા આવ્યો હતો ?"

" તે હું હમણાં કહી શકતો નથી, મારાં માનવંત રાણી ! કારણ કે તેને એક મજબૂત વચન આપવામાં આવ્યું છે. તોપણ મેં કાંઇ પણ ખોટું કામ કીધું નથી. "

"શું તારી બુદ્ધિ ઠેકાણે નથી ? શું તને માલમ નથી કે એ મુરના માથાને માટે એક મોટું ઇનામ છપાયું છે ? એવા દુશ્મનને તારા ઘરમાં ઉતારો આપવા આગમચ તને તારા રાજ્યની કે તારી રાણીની સલામતીનો વિચાર ના આવ્યો ! નીકળ અહિંથી, ઓ નીમકહરામ ઢીચકારા શખ્સ !"

રાણી ગુસ્સાથી પોતાના હાથ મખમલની ગાદીપર અફાળીને બોલી.

" તેં તેને તારા મકાનમાં ઉતારો આપી સલામત જવા દીધો ! વારૂ, તે મુરે તારી સાથે શું કીધું ?"

" તે હું આપ નામદારને હમણાં કહી શકતો નથી. "

" ત્યારે તો તારે મોતને તાબે થવું પડશે. એને એકદમ બંધીખાને લેઇ જાઓ, સર ગોમેઝ રેડીગો." તેણે એક બીજા અમલદારને ફરમાવ્યું. " અને એક કલાકના અરસામાં એનું માથું ઉડાવી દીધાની ખબર લાવજો. જલદી કરો, નહીંતો તમારા પોતાના માંથાનો જવાબ આપવો પડશે."

" પણ મારી માનવંત રાણી !" તે વૃદ્ધ દેખાવનો અમીર ઘુંટણીએ પડીને બોલ્યો, "શું સર જોનને વિચાર કરવાને થોડો વખત આપ નહીં આપશો ? શું આવા ભલા ઉદાર દિલનો બહાદુર સરદાર કદી ગુન્હેગાર હોય ? યાદ કરો, એણે આપની કેવી કિંમતી સેવાઓ બજાવી છે; વિચાર કરો કે એની નોકરી આ રાજ્યને કેટલી અગત્યની છે. એને મોતની શિક્ષા ઘટતી નથી."

" ચુપ !" રાણીએ પોકાર માર્યો. " મને માલમ છે કે સર જોન ડીબ્લેએ ઠીક સેવાઓ બજાવી છે; પણ પેલા ઘાતકી મુરોએ જેઓને મારી નાંખ્યા તેઓ ક્યાં છે ? ફીલીપ લારેઇના ક્યાં છે, જેને હું મારા એક બેટા સમાન ચહાતી હતી, તે હમણાં ક્યાં હશે ? આહા ! તમે એક એવાની જીંદગી બચાવવા માગોછો કે જેણે અતિ દુષ્ટ દુશ્મનને પોતાના મકાનમાં ઉતારો આપી સહેલાઇથી તેને જવા દીધો ! નહીં, એને લેઇ જાઓ. જો એ ખુલાસો કરે તો કરવા દો, નહીંતો એને હમેશને માટે ચુપજ રહેવા દો !"

"મને વિચાર કરવાને માટે એક દહાડો પણ નહીં આપશો ?" તે જુવાન સરદારે પૂછ્યું.

" તમે મને કહેશો કે એ મુરીશ રાજા અને તમારા વચ્ચે શું વાતચીત થઇ હતી ?"

ફરીથી રાણીએ તેજ સવાલ રજુ કર્યો.

"તે હું કહી શકતો નથી, મારાં રાણી!"

"ત્યારે તો ટળ અહિંથી." રાણીએ મોટે અવાજે પોકારીને કહ્યું.

"સર ગોમેઝ, મેં તમને એક કલાકની અંદર જે હુકમ બજાવવા કહ્યો છે, તે બજાવીને પાછા આવો. જાઓ." એટલું બોલી રાણી પોતાની બેઠકપરથી ઉઠી દીવાનખાનું છોડી ગઇ.

કમનસીબ સર જોન ડીબ્લેને ત્યાંથી લઇ જવામાં આવ્યો.

"આ સરદાર ગુન્હેગાર નથી." એક ભલા દિલનો સરદાર સર જુઅન ટોરકવીડો બબડયો. "કાસ્ટીલિયન સરદારના બહાદુર લોહીમાં ફીતુરીપણું વસતુંજ નથી. હું એને ઘેર દોડી જઇ એનો ભેદ ખોળી કાઢું."

અને થોડીક પળમાં તો તે સર જુઅન ટોરકવીડો ઘોડાપર સવાર થઇ નીકળી ચાલ્યો.

બરગોસના કંગાલ બંધીખાનાના એક અંધારા ઓરડામાં ગરદન મારનાર જલ્લાદ બેદરકારીથી પોતાની કુહાડીને અઢેલીને ઉભો છે. તેનો ચહેરો કાળા બુરખામાં છુપાયેલો હતો, કે જે કદી જેલરના પણ જોવામાં આવ્યો નહોતો. તેની નજદીક તાજનો બંધવો સર જોન ડીબ્લે ઉભો હતો અને બીજી બાજુએ સર ગોમેઝ ઉભો હતો.

"ઓ સર જોન!" રેડીગો ધીમેથી બબડયો, "અફસોસ કે તારા બચાવ માટે મારાથી કાંઇપણ થઇ શકતું નથી!"

"કાંઇ નહીં, સર ગોમેઝ," તે જુવાને શાંત અવાજે જવાબ આપ્યો. "હું જાણું છું કે તારાપર ફરજ આવી પડી છે. પણ હું તારી પાસે એક મહેરબાની માગુંછું. જ્યારે રાણી સઘળું ખરૂં જાણશે ત્યારે તે પસ્તાશે. તે વેળાએ તેને તું કહેજે કે, હું મરતી વખતે

તેને ખુલ્લી રીતે માફ કરી જાણીશું અને ખુદાને કહુંછું કે તેને સલામત રાખે."

"ચોભ સર જોન," રેડીગો બોલ્યો. "જો રાણી તારૂં નિર્દોષપણું થોડા વખતમાં જાણશે, તો તું હમણાંજ તેનો ખુલાસો કરી દેતો નથી કેમ?"

"તેમ કદી બનશે નહીં, કારણ કે તેને મજબૂત વચન આપવામાં આવ્યું છે."

"પણ તમારી જીંદગીનો તો વિચાર કરો, સર જોન!"

"આહા! રેડીગો! શું એક બહાદુર સરદારને આપેલું વચન હું મારી જીંદગીને ખાતર તોડું? પણ—" તે જુવાન સરદાર એક પળ વિચાર કરીને બોલ્યો,—

"રાણી યુરેકાને કેમ માલમ પડ્યું કે આલ્કાસીમ મારે ત્યાં હતો?"

"તારા એક બુઢ્ઢા નોકરે તેને કહ્યું."

"તે બુઢ્ઢા નોકરને મેં થોડાક દિવસ ઉપર ચોરીને માટે સજા કીધી હતી, તેનો કીનો તેણે લીધો હશે. પણ કાંઇ નહીં. હું આપણી માનવંત રાણીને બચાવવા ખાતર શાંતિથી મરીશ. તે થોડાજ વખતમાં મારૂં નિર્દોષપણું જાણશે. હું તૈયાર છું, હવે કાંઇપણ બોલશો નહીં."

સર ગોમેઝ રેડીગોએ પોતાના દોસ્તને શેકહેન્ડ કીધી. ડીબ્લે ઢીમચા આગળ ઘુંટણ ઉપર પડયો અને પોતાનું કોલર ખોલ્યું. પછી, "જલદીથી ફટકો મારજે," એમ તેણે જલ્લાદને જણાવ્યું.

તે કાળા શખ્સે હાનું ડોકું ધુણાવ્યું. ત્યારબાદ સરદારે ઢીમચા પર પોતાનું માથું ટેકવ્યું. જલ્લાદ કુહાડી ઉચકીને જેવી તે જુવાન સરદારની બેગુનાહ ગરદનપર મારવા જાયછે, તેવીજ એક તીણી લાંબી ચીસ

હવામાં ધૂમી રહી. કુહાડી વગર ઇજા કરવે બીજી બાજુપર સરી પડી.

જલ્લાદે પછવાડે ફરીને જોયું.

" થોભ, 'થોભ, ખુદાને ખાતર થોભ !" એક ઉશ્કેરાએલો અવાજ આવ્યો. તેણે જલ્લાદના હાથમાંથી કુહાડી જોરથી ખેંચી લેઇ બારીની બહાર ફેંકી દીધી.

" નાહક નિર્દોષનું લોહી વહેવડાવતો અટક. " તેણે ઉશ્કેરાઇ જઈ કહ્યું, " સર જોન એ મોતને લાયક નથી. એને એક કલાક જીવવા દે, તેટલા અરસામાં રાણી એનું નિર્દોષપણું જાણી ખુદાનો ઉપકાર માનશે કે એ જીવે છે. "

" આહા !" સર જુઅન ટોરકવીડો બોલ્યો, કે જે તે વેળાએ હાંફતો હાંફતો તેઓ આગળ આવી લાગ્યો હતો.

"આ બહાદુર સરદારને એક કલાક બચાવ, એને માફી મળશે."

સર જોન ડીબ્લે ઘુંટણપરથી ઉઠયો ને ત્યાં આવેલા એક છોકરાને ભેટી પડયો. તે છોકરો પંદર વર્ષનો, પાતળા બાંધાનો, ખુલ્લી કાળી ચળકતી આંખોવાળો અને સારા ખુબસૂરત દેખાવનો હતો.

" ઓહો !" તે છોકરો સરદારના ખભાપર માથું મૂકી માયાથી બબડયો, "હું બરાબર વખતસર આવી પહોંચ્યો, નહીંતો એક પળ પછી જો આવત તો બનાવ કેવો નાશકારક નિવડત ! મને માફ કર, મારા ભલા દોસ્ત ! "

" મારા ખેતાબના નામથી કહુંછું, " રેડીગો બોલ્યો, " એને એક કલાકની મહેતલ આપવી જોઇયે. જો કે હું મારી ફરજની બહાર જાઉંછું, તોપણ તેટલા અરસામાં રાણી યુરેકા એનું નિર્દોષપણું જાણુશે. "

"સર જુઅન, જલદી આવો." તે છોકરાએ કહ્યું.

× × × × × ×

રાણી યુરેકા પોતાના ખાનગી ઓરડામાં રડતી હતી. ગરમ આંસુઓ તેનાં પાતળાં ખુબસૂરત આંગળાંઓપરથી ટપકી નરમ મખમલી ગાલીચાને ભીજવતાં હતાં.

"તેનો વિચાર ના કરો, માનવંત બાનુ!" તેની દાસીએ કહ્યું. "એક ગુન્હેગારને ખાતર આપ શા માટે શોક કરી રડોછો?"

"ચુપ, આયનેઝ, હું ગુન્હેગારને માટે રડતી નથી. પણ મારા રાજ્યમાંથી સર્વેથી સરસ રત્ન અને એક બહાદુર લડવૈયાના ગુમ થવાથી રડું છું! ઓ ડીબ્લે! ડીબ્લે! ખુદા મારૂં અડધું રાજપાટ ખુંચવી લેત તો તે તારા બહાદુર જીવ આગળ હું નકામું ગણત!" એટલું બોલી રાણી દુઃખથી ઓરડામાં આમ તેમ ફરવા લાગી. તેટલામાં ત્યાંનું બારણું ખોલી એક દાસી અંદર દાખલ થઇ.

"આહા! ઇસાબેલ, તેં તેને મરતાં જોગો?"

"નહીં, નહીં, મારાં રાણીસાહેબ! હું તે દેખાવ જોઇ શકી નહીં." તે ઓરત ધીમેથી દુઃખથી બબડી.

"આપના કહેવા મુજબ હું બંધીખાનામાં ગઈ અને એક બારીની અંદરથી તે દેખાવ જોવા લાગી. મેં તે બહાદુર સરદારને સર ગોમેઝ સાથે વાત કરતાં સાંભળ્યો. ત્યારબાદ ઢીમચાપર ડોકું ગોઠવતાં તેને જોયો."

"તેણે સર ગોમેઝ સાથે શું વાતચીત કીધી?" રાણી યુરેકાએ ઉંચે દમે પૂછ્યું.

"તેણે રેડીગોને કહ્યું કે, 'રાણી થોડા વખતમાં મારૂં નિર્દોષપણું જાણશે, ત્યારે તું તેને કહેજે કે, મરતી વખતે હું એને ખુલ્લાં દિલથી

માફ કરી જાઉંછું અને દુવા ચાહું છું કે ખુદા એને સલામત રાખે.' ત્યારબાદ તેણે કોલર ખોલી ઢીમચાપર માથું ટેકવ્યું."

રાણીએ પોતાના નાના સુંદર હાથોએ મોં છુપાવી ધીમાં ડચકાં ખાવા માંડયાં. તેટલામાં ત્યાંનું બારણું ખોલી એક છોકરો (કે જેને આપણે બંધીખાનામાં જોઈ ગયા) તે દાખલ થયો. જેવો રાણીએ તેને જોયો કે એક ખુશાલીની ચીસ સાથે તેને ભેટી પડી. તે છોકરાને તે એક બેટા સમાન ચહાતી હતી.

"ફીલીપ!" તે બોલી ઉઠી, "ફીલીપ લા રેઈના! અંતે તું મને આવી મળ્યો?"

"હા, મારાં માનવંત બાનુ!" તે હજુરીયાએ જવાબ આપ્યો. તે તેને ત્યાં ત્રણ વર્ષ થયાં ખાસ હજુરીયાનું કામ કરતો હતો.

"હું તદ્દન સલામત છું."

"કેવી રીતે! તું અહિં કયારે આવ્યો?"

"કોરડોવાનો સરદાર આલકાસીમ મને અહિં લેઇ આવ્યો. તેણે મને લૂટારૂઓના હાથમાંથી છોડવીને કહ્યું કે, 'મને વચન આપ કે કોઇને પણ તું મારૂં નામ જાહેર કરે નહીં.' ત્યારબાદ તેણે મને કોઇ વિશ્વાસુ સરદારના મકાનનું નામ પૂછયું, કે જે પોતાનું વચન જીવના જોખમે પણ તોડે નહીં. મેં ભલા સર જોન ડીબ્લેનું નામ કહ્યું. ત્યારબાદ તે મુર તેના જીવના જોખમે પોતાના લશ્કરની છાવણીમાંથી બહાર નીકળી મને સર જોનને મકાને લઇ ગયો. તે સરદાર તુરતજ તેને બંધીવાન કરતો હતો; પણ મેં મારૂં આપેલું વચન તેને કહ્યું. ત્યારબાદ તે તે મુરને આવકાર આપી, રાતે તેની આંખે પાટા બાંધી તેને શહેરની બહાર છોડી આવ્યો. ફક્ત એક નોકરે તે મુરને જોયો હતો. મેં તે ભલા સરદારને સોગંદ ખાઇ વચન આપવા કહ્યું

કે, હું અહિં આવ્યો છું તે વિષે તે આપને જાહેર કરે નહીં. તેણે તુરતજ મને વચન આપ્યું ને કહ્યું, રાણી તને એકાએક મળવાથી ઘણાં ખુશી તેમજ અજબ થઇ જશે."

ફીલીપ લા રેઇનાએ જેવી પોતાની કાહાણી પૂરી કીધી, કે રાણીના ચહેરાપર દુઃખનું વાદળ ધાઇ આવ્યું અને તે એક પાસેની ખુરશીપર ફસડાઇ પડી બડબડવા લાગી,—

"ઓ ખુદા! સર જોનનું મેં મારા હાથે ખુન કીધું! હજી પણ તે જીવતો હશે. ફીલીપ, આઇનેઝ, ઇસાબેલ, કોઇ દોડો! એક સવારને જલદી બંધીખાના તરફ મોકલો! ઓ ખુદા! મારી ઉપર રહેમ કર!"

"મારાં ભલાં રાણી," ફીલીપ બોલ્યો, "તે હજી મરણ પામ્યો નથી. સર જુઅન ટોરકવીડો તેને મકાને દોડતો આવ્યો, એવી મતલબથી કે તે પોતાનું વચન તોડતો નથી ત્યારે તેનો ભેદ તે ખોળી કહાડે. તેણે મને ત્યાં જોયો ને સર્વે બીના કહી. હું તેની સાથે સવાર થઇ બંધીખાના તરફ દોડચો. જલ્લાદ તેને કુહાડી મારવાની અણીપર હતો, તેટલામાં હું ત્યાં જઇ લાગ્યો. મેં એકજ ઝટકે કુહાડી ખેંચી બારીની બહાર ફેંકી દીધી; અને હમોએ સર ગોમેઝ પાસેથી એક કલાક તે સરદારને જીવાડવાની મહેતલ માગીછે."

"ઓ! શું તે જીવે છે! ત્યારે દોડો, જલદી જઇને તેને મારી પાસે લેઇ આવો!"

સર જોન ડીબ્લે બંધીખાનામાં લથડતે પગે ને ફિક્કે ચહેરે આમ તેમ ફરતો હતો.

ત્યાંની મુંગી ચુપકીદી અંતે રેડીગોએ તોડી.

"સાંભળ! સર જુઅનના ઘોડાનાં પગલાંનો અવાજ આવી રહ્યો છે."

"બચ્યો! સર જોન ડીબ્લે બચ્યો!" સર જુઅન ખુશાલીથી દોડતો આવી સર જોનને શેકહેન્ડ કરતાં બોલ્યો, "ચાલ, સર જોન, રાણી તને બોલાવે છે. તે અડધી દિવાની થઈ ગઇ છે. ચાલ." એટલું બોલી તેઓ સવાર થઇ બાદશાહી મહેલ તરફ નીકળી ચાલ્યા.

રાણી યુરેકા નાના ફીલીપને પંપાળતી હતી. ફીલીપ લા રેઇના માબાપ વિનાનો હતો. તેનો બાપ એક ભલો સરદાર હતો. તે પોતાની રાણીને ખાતર લડતાં લડાઇમાં કપાઇ મુઓ હતો. રાણી યુરેકાએ ફીલીપને જ્યારે પોતાને આશરે લીધો ત્યારે તે દશ વર્ષનો હતો. બાર વર્ષની વયે તે ખાનગી ખીદમતગારની નોકરીએ રહ્યો. તે છોકરો ઘણો ચાલાક અને વફાદાર હતો. રાણી તેની સાથે બેઠેલી હતી તેટલામાં ત્યાંનું બારણું ખોલી એક હજુરીયાએ સર જોન ડીબ્લેને દાખલ કીધો, જે વેળા રાણી યુરેકાએ ઉઠી, માનથી પોતાના હાથ લાંબા કીધા.

"સબુર, સબુર, સર જોન, તું મારી સામે હવે ઘુંટણીએ પડીશ નહીં. ઓ! મનેજ તને નમન કરવા દે!"

"નહીં, નહીં, મારાં માનવંત રાણી!" સરદારે જવાબ આપ્યો.

"હું આપને દોષ દેતો નથી. પણ અરજ કરીને કહુંછું કે ફરીથી મારાપર કદી શક લાવશો નહીં. અરે! હું આપને ખાતર મારો જાન આપવા ખુશીથી તૈયાર થઇશ."

"હવે ફરીથી હું કદી પણ કોઇ ભલા સરદારપર શક લઇ જઇશ નહીં. જ્યાંસુધી તે પૂરતો ખુલાસો કરવાને વખત માગે ત્યાંસુધી હું થોભીશ." રાણીએ જવાબ આપ્યો.

